1913

॥ જીનહર્ષસૂરિ વિરચિત ॥

# રાત્રિભોજનનો રાસ.

126

( રાત્રિભોજનના પરિહારથી ઉત્પન્ન થયેલા
શુભ ફલને દર્શાવનાર )

છપાવી પ્રસિદ્ધ કરનાર,

**શા. કેશવલાલ સવાઇભાઇ**

સમશેર બાહાદુરવાળા.

રીચીરોડની સડક ઉપર—અમદાવાદ.

જૈન ધર્મનાં તથા કાયદાનાં પુસ્તકો, વીગેરે સસ્તી
કીમતે વેચનાર.

શ્રી જૈન વિધાવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં
શા ચુનીલાલ અમથાશાએ છાપ્યો.
રીચીરોડ—અમદાવાદ.

આવૃતી બીજી—પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૬૯. સને ૧૯૧૩.

કીંમત ૦—૨—૦

## ॥ श्री जिनहर्षसुरिकृत ॥

# ॥ रात्रिभोजननो रास. ॥

—————

॥ દોહા ॥

શ્રી શંખેશ્વર પાસ પ્રભુ, મહિમા ત્રીજગ વાસ;
યક્ષ જેહનો જાગતો, પુરે વાંછિત આશ. ૧
જુની મુરતિ જેહની, તુરત જણાવે દેહ;
વારે ચંદ્ર પ્રભુ તણે, બિંબ ભરાવ્યું એહ. ૨
પુજી કેતા કાલલગેં, ભુવનપતિ ધરણેંદ્ર;
અઠમ કરી પદમાવતી, આરાધિ ગોવિંદ.
જરાસિંધુયેં મુકી જરા, યાદવ કર્યા અચેત;
પ્રભુપદ નમણે સીંચીયા, હુઆ તુરત સચેત. ૪
શંખશબ્દ પુર્યો [illegible]દા, હર્ષ ધરી ગોપાલ;
થાપ્યો નયર શંખેશરો, થાપ્યો પાસ દયાલ. ૫
આવે જગ સહુ જાતરા, પરતા પુરે તાસ;
કલિયુગ માંહે કલાવધિ, સેવે સુર નર જાસ. ૬
તાસ ચરણ પ્રણમી કરી, હૈયડે ધરી ઉલ્લાસ;
કરૂં સ્વામી સુપશાયથી, રાત્રિ ભોજનરાસ. ૭
સાંભળજો આળસ તજી, થાશે લાભ અપાર;
રાત્રિભોજન વારજો, સાંભળી દોષ વિચાર. ૮

# ॥ ઢાળ પહેલી ॥

### ચોપાઇની દેશી.

જો જો જ્ઞાની વિચારી ખરો, માણસ ઢોર કિશો આંતરો; પશુ તણી પરેં વર્ત્યો રહે, રાત્રિ દિવસ સરખા સદ્દહે. ૧ દિવસ છોડી જે રાતે ખાય, રાક્ષસ સરિખા તે કહેવાય; માણસ નહિં પણ તે જમદુત, જાણે પ્રત્યક્ષ દીસે ભુત. ૨ જે થયા પુરવ રૂષીશ્વર જાણ, તેણે ભાંખ્યા છે શાસ્ત્ર પુરાણ; હઇયું ઉઘાડી જુવો તેહ, મહોટા દોષ કહ્યા છે જેહ. ૩ પવિત્ર નહી ભાંખી ગોમતી, સિંધુ સરસ્વતિ સાબરમતિ; ગંગાયમુના ગોદાવરી, સીતા સીતોદા ગુણ ભરી. ૪ નહી નરબદા ગયા પ્રયાગ, નિરમલ પાવન નિર અથાગ; દિનનાયક અસ્તાચલ જાય, રૂધિર સરીખું જલ તે થાય. ૫ ભારત માંહે કહ્યું ભગવાન, સમજો જો હોય હઇયડે શાન; રૂધિર માંસ પાણી ને અન્ન, માનો શ્રીમાર્કંડ વચન્ન. ૬ વ્રત કરે કેઈ એકાદશી, ધર્મ કીજે માનવ ધસમસી; દુઃકર ચાંદ્રાયણ તપ કરે, અડશઠ તીરથ કરતો ફરેં. ૭ એહવા ધરમી રયણી જમે, તેતો ફોકટ કાયા દમે; ધર્મ કહયો તેહનો અપ્રમાણ, એહવાં બોલે વચન પુરાણ. ૮ રાતે કરવું ન કહ્યું સ્નાન, રાતે દેવું પણ નહીં દાન; રાતે પુર્વજ ન લહે પિંડ, રાતેં તરપણ નહિં અખંડ. ૯ દેવ પુજા થાયેં નહિં રાત, ફરે નિશાચર કરતા ઘાત; રયણી ઉત્તમ ન હુએ કામ, રયણી ન જમીયેં દેખી આમ. ૧૦ વલી

પ્રત્યક્ષ દેખાડું દોષ, સાંભલીને ઉપજે સંતોષ; મન મત ધરજો કોઇ અમર્ષ, પહેલી ઢાલ કહી જિનહર્ષ. ૧૧ સર્વગાથા ૧૯

## ॥ દોહા ॥

માખી આવી અન્નમાં, તો થાયે તે અશુદ્ધ;
જો કીડી આવે કિમે, તો જાયે વિદ્યા બુદ્ધ. ૧
જુ જો પહોંચે પેટમાં, વધે જલોદર રોગ;
કોઢ કરે કરોલીયા, થાયે માઠા રોગ. ૨
બાલ કંઠ રોકે સહિ, વીંછી સડે કપાલ;
કાંટા વીંધે તાલવું, તેણે નિસી ભોજન ટાલ. ૩
પંખિ જાતિમાં કેટલા; ચુણ કરે નહિ રાત;
તો માણસ કહો કિમ કરે, જેહથી દુરગતિ પાત. ૪
સાચી કરીને માનજો, વાત કહુ સમજાય;
કથા સરસ એ ઉપરે, સાંભળજો ચિત્ત લાય. ૫

## ઢાળ બીજી.

કપુર હોવે અતિ ઉજજવલો રે—એ દેશી.

વચ્છદેશ રળીયામણો રે, નયર દ્વારાપુર નામ; લોક તિહાં સુખિયાં વસેરે, વિલસે સુખ અભિરામ રે. ॥ ભાઇ સુણજો કથા સુરંગ, રયણીભોજન ટાલજો રે; થાયે જેમ ઉછરંગ રે, ભાઇ. સુ૦ એ આંકણી. અમરસેન રાજા તિહાં રે, પાલે રાજ્ય અભંગ; વયરી પાય લગાવીયા રે, કીરતિ જાસ ઉત્તંગ રે. ભાઈ૦ ૨ ચંદ્રજસા પટરાણી રે, રૂપે રતિ સાક્ષાત; જા-

ણે ઇંદ્રની અપચ્છરા રે, સહુ નારીમાં ભાતરે. ભાઇ. ૩ ભ્રમર વિલુદ્ધો માલતી રે, ક્ષણ મુકે નહીં સંગ; તેમ રાય રાણી મોહીયો રે, રાખે અવિહડ રંગરે. ભાઇ૦ ૪ રાજ્ય સંપુરણ સહુ પરે રે, ઘરમાં નવેનિધાન; પણ દુઃખ છે એક વાતનું રે, નહી નૃપને સંતાન રે. ભાઇ૦ ૫ ચિત ચિંતા નિશી દિન કરે રે, કરે અનેક ઉપાય; પણ છોરૂ આવે નહિ રે, પહોતો છે અંતરાય રે. ભાઇ૦ ૬ મુજ કેડે કોણ થાયશે રે, રાજ્ય તણો રખવાલ; મુજકેડે પુરો થયો રે, પડિયો ચિંતા જાલ રે. ભાઇ૦ ૭ જીણ ઘર પુત્ર ન ચાંદ્રણાં રે, તિણે અંધારો હોય; જગ સુનો પુત્રાં વિનાં રે, હૈયે વિચારી જોય રે. ભાઇ૦ ૮ તે ઘર ઘરમાંહે કહ્યું રે, જીણવર ખેલે પુત્ર; પુત્ર સપુત્રં બાહિરો રે, કોણ રાખે ઘર સુત્ર રે. ભાઇ૦ ૯ પુત્ર વિના કોણ બાપનો રે, બોલાવે જસ વાસ; ગતેં ઘાલે પુરવજ ભણી રે, મેલે સુર આવાસ રે. ભાઇ૦ ૧૦ નિશિદિન ખટક ટલે નહીં રે, રાય તણા મનમાંહિ; જ્ઞાની ન જણાવે કિમે રે, રાખે નિજમન સાહી રે. ભાઇ૦ ૧૧ પાલે રાજ્ય ભલી પરેં રે, ન્યાયવંત ભુપાલ; એ જીનહર્ષ થઈ એટલી રે, પુરી બીજી ઢાળ રે. ભાઇ૦ ૧૨ સરવગાથા ૩૧.

## ॥ દોહા. ॥

અન્ય દિવસ પરદેશથી, આવ્યો ભેટ તુરંગઃ
શાલિહોત્ર શાસ્ત્રે કહ્યાં, લક્ષણ સહિત સુરંગ. ૧

લહુકન્નો કુખેં સબલ, અતિ સકોમલ ગાત;
કુક્કડકંધ સરોસ મુખ, નહાનો પુચ્છ સુજાત. ૨
અશ્વ અમુલક ગતિ ચપલ, દેખી એહવો રાય;
અસવારી કરવા ભણી, મનમાં ઇચ્છા થાય. ૩
સાજવાજ કરી શોભતો, રાય થયો અસવાર;
કટક સુભટ કેડે ચલ્યાં, રમવા ભણી અપાર. ૪
અશ્વ એડીશું આહણ્યો, પવન પરેં ઉપાય;
જેમ જેમ તાણે વાગ તેમ, રાખ્યોહી ન રહાય. ૫
વક્રપણે તે શીખવ્યો, વાયેં વાય મિલાય;
રાજાને લેઇ ગયો, દેખંતાં સમુદાય. ૬

## ।। ઢાળ ત્રીજી ।।

રે જાયા તુંજ વીણુ ઘડી રે છ માસ ।। એ દેશી. ।।

કિણહીક અટવી લેઈ ગયોજી, તટિની વહે અથાગ; ઘોડો તિહાં ઉભો રહયો જી, ઢીલી મુકી વાગ. ૧ ભવિક તું પુણ્ય તણું ફલ જોય; પુણ્યેં પરિગલ પોતેં હુવે જી, જિહાં તિહાં સંપત્તિ હોય. ભ૦ ૨ અશ્વથકી નૃપ ઉતર્યો જી, પાણી પાયો તાસ; પોતે પીધું સુસતો થયો જી, વન દેખે ચિહું પાસ. ભ૦ ૩ નરપતિ તરૂછાયા જઈ જી, બેઠો ચિંતે એમ; કિહાં આવ્યો જાશું કિહાં જી, પ્રાણ ઉગરશે કેમ. ભ૦ ૪ ઇમ મનમાંહે વિચારતાં જી, નારી એક અનુપ; આવી પાસેં ભુપને જી, અદ્ભુત યોવન રૂપ. ભ૦ ૫ મન ન ચળે તેહનું ચળે જી,

મારે નયન ત્રિશુલ; એક નારીને આંબલી જી, નરમે મેલે ધુળ. ભ૦ ૬ રમ ઝમ કરતિ સુંદરીજી, દિઠી નયણુ ઠરંત; કામાતુર નૃપને કહેજી, સાંભળ તું ગુણવંત. ભ૦ ૭ હું પાતાળ નિવાસીનીજી, દેવી નાગ કુમાર; મોહી તુજનેં દેખીનેં જી, તું મન્મથ અવતાર. ભ૦ ૮ એ વન મુજ રમવા તણુંજી, પ્રીતમ અનુમતિ પામી; રમું સદા ઇહાં આવીને જી, એ સુખનું છે ઠામ. ભ૦ ૯. સુરી કહે મુજશું રમો જી, લ્યો યૌવનનો લાહ; મુક્તિ જોડી બે મલી જી, મિટે હીયાનો દાહ. ભ૦ ૧૦. તુજ મુજ પુરવ લેખથી જી, આવી મળ્યો એ યોગ; તો હવે કિશી વિચારણા જી, ભોગવો મુજશું ભોગ. ભ૦ ૧૧. માનવ ભવ પામી કરી જી, લ્યો લાહો ગુણવંત; અવસર નહી આવશે જી, પુરો મનની ખંત. ભ૦ ૧૨. આવ્યાને આદર દીયે જી, મુકે નહી નિરાશ; ઉત્તમ નર પીઠે નહી જી, પુરે સહુની આશ. ભ૦ ૧૩. વારંવાર કરૂં વિનતિ જી, ઢીલ ન ખમણી જાય; કામવ્યથા મહારી મિટે જી, મેલો દ્યો મહા રાય. ભ૦ ૧૪. ઘણું કહાવો છો કીસ્યું જી, માનો મુજ અરદાસ; ઢાલ ત્રીજી પુરી થઇ જી, કરો જિનહર્ષ વિલાસ. ભ૦ ૧૫. સર્વગાથા ૫૭.

## દોહા.

તું ભમરો હું માલતી, ફુલી યૌવન બાગ;
રસલે રસીયા સાહેબા, તુ મળીયો મુજ ભાગ. ૧

કહ્યું કરીશ જો માહરૂં, તો તુજને વર દેશ;
નહી તો રૂઠી તુજ ભણી, ઈહાં ઉભા મારેશ. ૨
રૂઠી છું અતિ આકરી, તુઠી શીતલ જાણ;
અંત ન લીજે નારીનો, કીજે વચન પ્રમાણ. ૩
રાચી અમૃત સારિખી, વિરચી વિષની વેલ;
એવું જાણી સાપુરૂષ, મન કેરો હઠ મેલ. ૪
તુજશું માહારે મન મલ્યું, લાગે નિવિડ સનેહ;
સુખ ભોગવો સંસારનાં, નાવે અવસર એહ. ૫

## ઢાળ ચોથી.

મમ કારો માયા રે કાયા કારિમી—એ દેશી.

રાય કહે રે દેવી સાંભળો, મુકી દે એહવી રૂઢિ રે; હું તો નરરૂપ તું તો દેવતા, એ કિસી યોગ્યતા મુઢ રે. રાય. ૧. તું દેવી છે દેવની યોગતા, માનવી માનવ યોગરે; સરિખે સરિખું જોડું જો મલે, તો બધે પ્રેમ સંયોગ રે. રા. ૨ દેવી મુજને નિયમ છે એહવો, માય બહિન પારકી નાર રે; પારકી નારી કેમ હું ભોગવું, સાંભળી દોષ અપારરે. રા. ૩ રાવણ પરની રે સ્ત્રીય લંપટી, લઈ ગયો રામની નાર રે; રામે લંકા વિધ્વંસી કરી, છેદ્યાં દશ શિર ધાર રે. રા. ૪ નારી પાંચ પાંડવની દ્રૌપદી, શીલવતી શિરદાર રે; કીચક તેહ તણો રસીયો થયો, ભીમે હણ્યો તેણી વાર રે. રા. ૫ ઇંદ્ર અહિલ્યાયેં તે મોહિયો, ગૌતમ દીધ સરાપ રે; સહસ્ર સ્ત્રીચિન્હ સરિખાં થયાં, પા-

મ્યો બહુત સંતાપ રે. રા. ૬ ઈંદ્ર તણી અપચ્છરા ચુકવ્યો, તપથી બ્રહ્મા તતકાલરે; મુખ કરયાં મોહવશે ચિહુ દિશે, જોવા રૂપ સકુમાળ રે. રા. ૭ એમ ઘણેરાં રે લોક પરનારીથી, પામ્યા દુઃખ ભવ એણ રેઃ પરભવે પણ તે ઘણું રડવડયા, લહ્યા વળી દુઃખની શ્રેણી રે. રા. ૮ હું કેમ તાહરી વાતે ચાતરૂં, મેરૂ ચલે કેમ વાય રેઃ અગ્નિ વરસે કદી નહિં ચંદ્રમા, અગ્નિ તાઢો નવિ થાય રે. રા. ૯ સમુદ્ર મર્યાદા મુકે નહિ, શેષ ધુણે નહી શીષ રે; ગંગાજળ મલીન થાયે નહી, રહે અંધકાર કેમ દીસ રે. રા. ૧૦ તેમ મન માહારૂં તે પણ નવિ ડગે, વચન રચના સુણી તુઝ રે; અન્યાય મારગ કેમ હું સંચરૂં, અગડ ભાંગું કેમ મુઝ રે. રા. ૧૧ રાજા પીયર છે પરજા તણો, રાય પ્રજા રખવાલ રેઃ રાય અન્યાય કરે નહી કદી, મકર તું વચનની આલ રે. રા. ૧૨ તું મુજને છે જામિણી સારિખી, એહવાં વચન મ બોલ રે; ઢાલ જિનહર્ષ એ ચોથી થઈ, નૃપ કહ્યાં વચન અમોલ રે. રા. ૧૩ સર્વ ગાથા ૭૫.

## ॥ દોહા ॥

ઇમ સાંભળી રૂઠયો સુરી, ક્રોધ કરી અસરાલ;
દ્રઢ બંધનશું બાંધીયો, પીડયો તેણે ભુપાળ. ૧
નારી વચન છાનાં સુણ્યાં, આવી નાગકુમાર;
તુઠો રાય ભણી કહે, ધન ધન તુજ અવતાર. ૨
સત્યવંત તું સા પુરૂષ, શીલવંત ગુણવંત;

ધીરજ તાહારી દેખીને, પામ્યો હર્ષ અનંત. ૩
માત પિતા ધન્ય તાહરાં, જેહને તું થયો પુત્ર;
ઇહાં તો તાહરી કીરતિ, પામીશ સુખ અમિત્ત. ૪
એહવું કહીને રાયનાં, બંધન છોડયાં દેવ;
કર જોડી કહે વીનતિ, વચન નિસુણ તું દેવ. ૫

## ।। ઢાલ પાંચમી ।।

હેઓ ગતિ દૈવની રે--એ દેશી.

માગ વર દેવતા ઇમ કહે જી, તુઠો હું તુજ ગુણ દેખ; તુજ સરિખો જગ કો નહિ જી, મુકી તે દેવિ ઉવેખ. માગ. ૧ નરપતિ ભાંખે માગું કીસ્યું જી, સાંભળ નાગકુમાર; માહરે નહી ઉણું રતિ કિસીજી, રાજ રૂદ્ધિ ભર્યા ભંડાર. માગ. ૨ દેવ કહે સુણ દેવનું જી, દરશન નિષ્ફલ ન હોય; તેહ ભણી કાંઇક માગ તું જી, મુઝ તું પ્રીતજ જોય. માગ. ૩ પ્રીત તિહાં અંતર કીસ્યું જી, અંતર પ્રીતિ વિનાશ; તો અંતર કિમ રાખીયેં જી, જોઇયે માગે મુજ પાસ. માગ. ૪ આગ્રહ જાણી સુરનો તદા જી, આપે તો મુજ સુત આપ; માહરે એટલું કામ છે જી, ચિંતા મુજ તણી કાપ. માગ. ૫ ભાષા સમજે સહુ જીવની જી, દ્યો વરદાન મુઝ એહ; દેવે વર દીધું રાજા ભણી જી, રાખીયો એટલો નેહ. માગ. ૬ પુત્ર હોશે તાહારે સહી જી, લેહશે ભાષાતણો ભેદ; પણ કહેશો જો કીણ આગલે જી, જીવિતનો હોશે છેદ. માગ. ૭ ઇમ વર દોય દેઈ ગયો જી, નારી

લેઇ નિજ લાર; આનંદ મનમાંહે ઉપનો જી, રાય મનહર્ષ અ
પાર. માગ. ૮ તરૂવર છાંહડી વીશમ્યો જી, માલો તેણે વૃક્ષ-
ની ડાલ; રહે તિણમાં બે ચેડો ચડકલી જી, વાત કરે સુકુમા-
ળ. માગ. ૯ પંખીયો કહે સુણ પંખણીજી, તું રહે આપણે
ઠામ; મત કિહાં જાયે ઈહાં થકીજી, હું જાઉં છું કિણ કામ.
માગ. ૧૦ પ્રીતમ સુણ કહે ચડકલી જી, આવીશ તાહરે સાથ;
એકલડી હું કેણિપરે રહું જી, જાયે કેમ રાત્રિ વિણ નાથ.
માગ. ૧૧ પુરૂષ ઈચ્છા તણા રાજીયા જી, નવલીશુ કરે નેહ;
મુલગી નારી વીસારી દેજી, પુરૂષ તો હોયે નિઃસ્નેહ. માગ.
૧૨ -હૃદય જુઆં મુખના જુઆ જી, પુરૂષનો કિશો વિશ્વાસ;
તિણે તુજ કેડે હું આવશું જી, નારી શોભે પીયુ પાસ. માગ.
૧૩ એકલી નારી કેમ મુકીયે જી, પ્રીતમ હૃદય વિમાસ; ઢાલ
જિનહર્ષ થઇ પાંચમી જી, વચન સુણે નૃપ તાસ. માગ. ૧૪
સર્વ ગાથા ૯૪.

## ।। દોહા ।।

ચિડો કહે રે ચડકલી, વહે લોહી આવેશ;
તુ કહે તે ફોકટ કહે, મન શંકા નાણેશ. ૧.
હઠ લેઇ રહી ચડકલી, ચેડો કહે મત સંતાપ,
ગૌ સ્ત્રી બાલક બ્રહ્મનું, નાવું તો મુજ પાપ. ૨.
માથુ ધુણી ચડકલી, કહે કિશા સમ એહ;

પુરૂષ હૈયે ખોટા હુએ, તુરત દેખાડે છેહ. ૩.
પુરૂષ વચન માનુ નહિ, પુરૂષ કપટનાં ગેહ;
જિમ તિમ કરી નારી ભણી, છેતરી જાએ જેહ. ૪.
નારી અબલા નર સબલ, નરનાં હૈયાં કઠોર;
ન ગણે લજ્જા લોકની, કરતા કર્મ અઘોર. ૫.

## ઢાલ છઠી.

સુણ બેહેની પીયુડો પરદેશી. એ દેશી.

એતો મીઠી વાણી ચડકલો, ભાંખે વાહાલી મોરી નારી રે; પંખણી કહું તુજને, નર નારી સરિખા નથી, બોલી જે વચન વિચારી રે. પં. ૧ નિર્લજ નારી સાજે નહી, દે પુરૂષ તણે શિર દોષ રે; પં. અનરથ સેવે પોતે સદા, વળી થઇ બેસે નિર્દોષ રે ॥ પં. ૨ નારી માંહે લક્ષણ નહી, વલી નાણે કેહની ભીતિ રે. પં. જેમ મન માને તેમ સંચરે, છાંડે કુલકેરી રીતિ રે. પં. નિજ સ્વારથ જો પહોચે નહી, ભરતાર હણે તો નાર રે; પં. છાર ઉપર શું લીપણું, નારીનો નહી વિચાર રે. પં. ૪ એતો નારી કયારી કુડની, કપટ તણો ભંડાર રે; પં. તેં કહેવરાવ્યાને મેં કહ્યા, રીસ મકરીશ તું નાર રે. પં. ૫ કોઠી ધોયાં કીચડ નીસરે, નારીશું કેહો વાદ રે; પં. વાદ કરંતાં વેઢ થાયે ઘણી, તિણ માંહે કીસ્યો સવાદ રે. પં. ૬ હવે કિમહી જાવાદે મુજને, પંખણી કહે સાંભળ કંત રે. પં. રયણી ભોજન પાપ ગ્રહેજ્યો, તો જાવા દ્યુ ગુણ-

વંત રે. પં. ૭ કાન ઢાંકી કહે પંખીયો, એતો સમ ન કરૂં મોરી નાર રે. પં. એતો પાતક નવિ ઉપડે, એનો તો સબલો ભાર રે. પં. ૮ નહી જઇયે એ કારજ રહ્યું, રાજા સાંભળીયો આપ રે. પં. રાત્રિભોજનનું પંખીયાં, તે પણ જાણે નહિ પાપ રે. પં. ૯ સાંભલી પંખીના બોલડા, નૃપ મન થયો સંદેહ રે; પં. પુછુ હું કેહને જઇ, કોણ સંશય ભાંગે એહ રે. પં. ૧૦ એમ ચિંતવી ઘોડે ચડી, જોવે કાનન મન રંગ રે. પં. સાધુ લતા તરૂમંડપે, દેખી હૈયડે ઉછરંગ રે. પં. ૧૧ તુરત અશ્વ-થી ઉતરી આવી, પ્રણમ્યા મુનિના પાય રે. પં. ધર્માશીષ દીધી રાયને, બેઠો આગલ ચિત્ત લાય રે. પં. ૧૨ કરજોડી વીનય કરી ઘણો, કહો કરૂણાવંત કૃપાળ રે. પં રાત્રિભોજન-નો કેટલો, દોષ દાખો દીન દયાલ રે. પં. ૧૩ નરરાય સુણો મુનિવર કહે, કેમ દોષ અશેષ કહેવાય રે પં. થાયે આયુ વ-રસ અસંખ્યનું, સો રસના સો મુખ થાય રે. પં. ૧૪ કહેતાં થાય પુરાં નહી, રાત્રિભોજનનાં પાપ રે. પં. ઢાળ છઠી એ પુરી થઈ, જિનહર્ષ કહે મુનિ આપ રે.પં.૧૫ સર્વગાથા૧૧૪

## ॥દોહા॥

પણ મહોટા અવગુણ કહું, સાંભળ તું ધાર્મિષ્ટ;
છનું ભવલગે જીવની, ઘાત કરે પાપિષ્ટ. ૧
પાતક થાયે જેટલું, એક સર શોષંતાંહ;
એકશો એકભવ શોષવે, તે એક દવ દેતાંહ. ૨

અઠોત્તરસો ભવ લગે, દવ દે પાપી કોય;
એક કુવાણિજ્ય જો કરે, પાપ તેટલું હોય. ૩
પુજ્ય કુવાણિજ્ય સ્યો કહો, જેહનાં એટલાં પાપ;
તે સંભળાવો મુજ ભણી, ટાલો મનનો તાપ. ૪

## ઢાલ સાતમી.

### મહાવિદેહ ક્ષેત્ર સોહામણું. એ દેશી.

મુનિવર કહે તુમે સાંભળો, લાખ મીણ મધુ લોય રાય રે; ધાણી મુશલ હલ ગાડલાં, ગલી મહુડાશુ મોહ રાય રે. મુનિ. ૧ વિષ હથિયાર ન વેચણા, વજ્રદંત વચ્છનાગ રાય રે; બલદ સમારી વેચવા, વલી વેચે લઇ છાગ રાયરે. મુનિ. ૨. ઢેઢ કસાઇ વાઘરી, તેલીને લોહાર રાય રે. વણઝારા અધોવાહિયા, ચીડી માર મચ્છિમાર રાયરે. મુનિ. ૩ ભવ ચુમાલીશ એકશો, પાપ કુવાણિજ્ય જેહ રાય રે. ખોટું એક કલંક દે, તેટલું પાપ ગણેહ રાયરે. મુનિ. ૪ જનમ એકાવન એકસો, આલ તણો જે દોષ રાય રે; એક પરસ્ત્રી સંગતે, થાયે પાતક પોષ રાય રે. મુનિ. ૫ નવાણું સો ભવલગે, પરસ્ત્રી કામે કોય રાયરે; એક રાત્રિભોજન તણું, એટલું પાતક હોય રાય રે. મુનિ. ૬ વાયસ સુકર કુકડો, ધુઅડને માંજાર રાય રે; નિશી ભોજને પામે સહી, રાત્રિ ચર અવતાર રાયરે. મુનિ. ૭ મુનિપાસે રાજા સુણી, નિશભોજનના દોષ રાય રે; ચરણે લાગી પ્રેમ શું, ધરતો મન સંતોષ રાય રે. મુનિ. ૮ એક

રાત્રિભોજન તણો, દોષ અછે મુનિરાય રાય રે; તો કેમ છુટીશ તેહથી, કોઈ ઉપાવ બતાવ રાય રે. મુનિ. ૯ પુર્વે નિશિભોજન કર્યા, તે તો ભુલ્યા અજ્ઞાન રાય રે; હવે જાણીને પરિહરો, ધરો ધર્મનુ ધ્યાન રાય રે. મુનિ. ૧૦ અમરસેન રાજા કરે, રાત્રિ-ભોજનનો નીમ રાય રે; મુજને નિશ્ચલ પાળવો, જ્યાં જીવું તા સીમ રાય રે. મુનિ. ૧૧ વળી પુછે અણગારને, સ્વામી કહો વીચાર રાય રે; ચિડા ચિડકલી કેમ લહે, રાત્રિ દોષ અપાર રાય રે. મુનિ. ૧૨ એણે વનમાંહે મુની કહે, સમવસર્યા જી-નરાય રાય રે; કુંથુ જિનેસર સત્તરમા, તાસ ભણી નમી પાય રાય રે. મુનિ. ૧૩ નિશીભોજનનો મેં પુછીયો, સ્વામી ભાં-ખો દોષ રાય રે; જીનવાણી સમજે સહુ, સહુને હોય સંતોષ રાય રે. મુનિ. ૧૪ જિન કહેતાં પંખી સુણ્યો, બેઠા તરૂવર ડાલ રાય રે; એ જીનહર્ષ પુરી થઈ, એટલે સાતમી ઢાલ રાય રે. મુનિ. ૧૫ સર્વગાથા ૧૩૩.

## ।। દોહા ।।

તે પણ પાળે આખડી, સાંભળ તું ભુપાળ;
ધન્ય પંખી તે બાપડા, દોષ તજ્યો તતકાળ. ૧
નૃપ પુછે કરજોડીને, ચિડા ચીડી અવતાર;
કિહાં લેશે ઇહાંથી મરી, મુજને કહો વીચાર. ૨
મુનિ ભાંખે તે પંખીયો, તુજ સુત હોશે વિચાર;
ચીડી જીવ તુજ પુત્રની, થાશે નીરૂપમ નાર. ૩

ઈમ સંશય નૃપ મન તણો, ટાળ્યો સહુ મુણિંદ;
મનમાંહે હર્ષીત થયો, પામ્યો પરમાનંદ. ૪
અશ્વ હરયો રાજા ભણિ, તે દીનથી પરધાન;
ચતુરંગ સેના લેઇ કરી, ચાલ્યો બુદ્ધિ નિધાન. ૫
પગે પગે ઘોડા તણે, આવી સેના ત્યાંહ;
ચરણે લાગ્યા આવીને, રાજા બેઠો જ્યાંહ. ૬

# ॥ ઢાલ આઠમી ॥

વીછીયાની દેશી.

સેના શ્રી ગુરૂ ચરણે નમી, રાય પ્રણમી ગુરૂ તાય રે, આવ્યો નિજમંદીર હર્ષશું, પુરલોક ભણી સુખ થાય રે. સેના. ૧ સુત વાત કહી રાણી આગલેં, હરષી મનમાંહે વિશેષ રે; પ્રિતમ મળીયા સુખ ઉપનું, વળિ પુત્રનું સુખ લહેશ રે. સેના. ૨ દોષ રાત્રિ ભોજનના દાખવ્યા, ગુરૂમુખ સાંભળીયા જેહ રે; રાજ લોક માંહે તે ટાલીયા, શુરવિર નૃપતિ ગુણ ગેહ રે. સેના. ૩ સુખ ભોગવતાં ઇમ અન્યદા, નિશિ સુપન લહ્યું શ્રીકાર રે; શણગારયો વિજય થંભ નિરખીયો, રાણી હરષી તેણીવાર રે. સેના. ૪ રાયને રાણીયે જઈ વિનવ્યો, થાશે કુલ થંભ સમાન રે; મનમાં નિશ્ચય તું જાણજે, એણીપરે ભાંખે રાજન રે. સેના. ૫ જીમ જીમ તે સુત ગર્ભે વધે, તિમ તિમ વાધે નૃપરાજ રે; જીપે સીમાડા રાજવી, જયપામ્યો

વાધી લાજ રે. સેના. ૬ હય ગય શ્રી સેના વધી ઘણી, પુરદેશ વધ્યા ભંડાર રે; ઇમ પુરે દિવસે જનમીયો, કુલ મંડણ રાજકુમાર રે. સેના. ૭ ઉત્સવ બહુ પરે રાજા કીયો, કહેતાં ન આવે પાર રે; ચંદન તોરણ કરી બાંધિયાં, શણગારયાં પુર બાજાર રે. સેના. ૮ દશ દિવસ લગે ઉત્સવ કરી, સુતક દિવશે ઇગ્યાર રે; પકવાન્ન ભોજન ભાત ભાતનાં, નીપજાવ્યાં તાસ ન પાર રે સેના. ૯ જિમાવ્યા પુરજન માનશું, જીમાવ્યો વળી પરિવાર રે; કીધી સહુને પહેરામણી, સંતોષ્યા સહુ નર નાર રે. સેના. ૧૦ સહુ સાંભળજો રાજા કહે, સુપના કેરે અનુસાર રે; જયવાદ લહ્યો સહુમાં અમે, નામે જયસેન કુમાર રે. સેના. ૧૧ ગુણ રૂપ કળા તેજ નિર્મલો, નીલવટ દીપે જિમ ભાણુ રે; સુરકુમર સરિખો ફુટડો, પ્રગટી જાણે ગુણખાણ રે. સેના. ૧૨ વાલો લાગે સહુ લોકને, પુણ્યવંત હુવે જે બાળ રે; જિનહર્ષ પુણ્યથી પામીયે, સંપુર્ણ આઠમી ઢાળ રે સેના. ૧૩.

## ॥દોહા॥

એક દિવસ ઉત્સંગમાં, સુત લહી બેઠો તાત;
સહેજે પંખીની કહી, પુરવ ભવની વાત. ૧
સાંભળી મુર્છા પામીયો, ભોંયે પડયો તતકાળ;
લોચન મીચાઇ ગયાં, ચિત્ત રહિત થયો બાળ. ૨

આકુળ વ્યાકુળ નૃપ થયો, રાણી કરે વિલાપ;
ખમા ખમા સહુકો કહે, વાય વીંજે નૃપ આપ. ૩
પાણી વળમાં ઉઠીયો, કુમાર થયો સાવચેત;
રાય કહે સુત શું થયું, થયો અચેત કુણ હેત. ૪
વાત તુમેં કહેતાં સુણી, પંખીની મેં તાત;
મેં દીઠો ભવ પાછલો, તેણે થઇ એહવી વાત. ૫

## ॥ ઢાળ નવમી ॥

### અલબેલાની દેશી.

રાત્રિ ભોજનનો હવે રે લાલ, પાપ જાણી તેણેં બાળ; હિતકારીરે. કીધી મનશું આખડી રે લાલ, રાજ્યકુમર સુ-કુમાલ. ૧ હિતકારી રે, રાત્રિભોજનનો હવે રે લાલ; એ આં-કણી. પાંચ ધાવેં પાલીજતાં રે લાલ, કરતાં કોડિ જતન; હિ. થયો વરસ તે સાતનો રે લાલ, દીપે જેમ રતન્ન. હિ. રા. ૨ નૃપેં નીશાળે પાઠવ્યો રે લાલ, કરવા કલા અભ્યાસ; હિ.થોડે દિવસે આવડીરેલાલ, કલાબહોંતેરતાસ.હિ. રા. ૩ કુમર પ્રવીણ થયો ઘણું રે લાલ, વિનયવંત ગુણવંત; હિ. યૌવનવન તન મહોરીયો રે લાલ, શોભા જાસ અનંત. હિ. રા. ૪ હવે સુણો કેણી પરે મળે રે લાલ, પુરવ ભવની નાર; હિ. શ્રીજયસેન કુમારને રે લાલ, સાંભળજો અધિકાર; હિ. રા. ૫ વચ્છદેશ રળિયામણો રે લાલ, સરસો જિહાં સુભિક્ષ; હિ. નગરીતિહાંકમલાપુરીરેલાલ,કમલાપુરીપ્રત્યક્ષ. હિ. રા.

૬ ધનવંત તિહાં,વ્યવહારીયા રે લાલ, સુખીયાને સુકુમાલ; હિ.લોક વસે તિહાં સહુ સુખી રે લાલ,દુઃખીયાના પ્રતિપાલ. હિ. રા. ૭ રાજ્ય કરે રાજા તિહાં રે લાલ, બલિભદ્ર મહાબલવંત; હિ, તેજ જાસ ન સહી શકે રે લાલ, અરિ ગિરિ ગુફા ગ્રહંત. હિ. રા. ૮ પટ્ટરાણી ગુણસુંદરી રે લાલ, ગુણસુંદર જિણમાંય; હિ. પ્રીતમને વહાલી ઘણી રે લાલ, એક જીવ દોય કાય. હિ. રા. ૯ રૂપવંતી ને પતિવ્રતા રે લાલ, નિર્મલ શીલ ધરંત; હિ. વિનયવંતિ મુખ મલકતી રે લાલ, પુણ્યે નારી મિલંત. હિ. રા. ૧૦ જયસેના કુંઅરી તસુ રે લાલ, સુરકન્યા અવતાર; હિ. યૌવન પુરૂષ મન મોહન લાલ; ગુણનો નહિં કાંઈ પાર. હિ. રા. ૧૧ ચતુર વિચક્ષણ સુંદરી રે લાલ, ચોશઠકલા ભંડાર; હિ. ગજગતિ ચાલે ગેલશું રે લાલ, રૂપ દીધું કિરતાર. હિ. રા. ૧૨ નીપાવી નિજ હાથશું રે લાલ, બ્રહ્માયેં કરીય યતન્ન; હિ. એહવી કન્યા ફુટડી રે લાલ, અવર ન કેહી અન્ન. હિ. રા. ૧૩ સખી વર્ગમાં રે રમે રે લાલ, નિશિ દિન મન ઉછરંગ; હિ. કહે જીનહર્ષ પુરી થઇ રે લાલ, નવમી ઢાળ સુરંગ. હિ. રા. ૧૪

## ॥ દોહા ॥

ચિત્રાગિરી એકણ દિનેં, તરૂવર કેરી ડાલ;<br>
હિચંતાં ક્રીડા તણેં. મનમાં ચિંતે બાલ. ૧

કિહાં એક મેં દીઠા હુંતાં, પંખી કરતાં કેલ;
માળે રમતાં હિંચતાં, ચિડા ચિડી મનમેલ. ૨
ઉહાપોહ કરતાં પડી, થઈ અચેત તેણિવાર;
સાંભરિયો ભવ પાછલો, ચિંતે ચિત્ત મઝાર. ૩
પહેલે ભવ હું ચડકલી, ચિડો મુજ ભરતાર;
નિશિભોજન મુકયું હતું, નૃપઘર લીયો અવતાર. ૪
પુણ્ય ફલ્યું તે મુજ ઇહાં, સુખણી થઇ અપાર;
પરણું જો મુજને મલે, પુરવભવ ભરતાર. ૫

## ॥ ઢાળ દશમી ॥

સાહેબા મોતીડો હમારો. એ દેશી.

ચિત્ત વિચારે કેમ તે મલશે, કેમ મનોરથ માહરા ફલશે; કુમરી ભરીયો મન ચિંતે, કુમરી ભરીયો. એ આંકણી. ચિંતા મગ્ન થઇ તે કુમરી, ફુલ વિના રતિ નહિ જેમ ભમરી. કુ. ૧ અન્ન ન ભાવે નીર ન ભાવે, રાગ રંગ શ્રવણે ન સુહાવે; કુ. નિજ સહિયર સાથે નવિ બેસે, રાત દિવસ નીસાસા મેલે. કુ. ૨ વરસ બરાબર તારાર જાયે. તારા ગણતાં રાત વિહાય; કુ. શુન્યધ્યાન બેઠી મન ધ્યાવે, કિનહીશું નિજ ચિત્ત ન લાવે. કુ. ૩ વર ચિંતા હૈયડામાં ધરતી, રહે ઉદાશ દિવસ એમ ભરતી; કુ. તોડે તૃણ ભુમિ સાસુ જોવે, ન જણાવે હિયડામાં રોવે. કુ. ૪ પુંછે સહીયર સાંભળ બહેની,

મ્લાન મુખ દીસે કેમ કહેની; કુ. ચિંતા મનની કોનેન જણા-
વે, દુખ મનનું તું કાંન જણાવે. કુ. ૫ પ્રિતી સાચી જો ચિત્ત
દાખે, અંતર અમશું કેહો રાખે; કુ. ચિંતા અગ્નિ ચિતા જે-
મ બાલે, ચિંતા સુંદર કાયા ગાલે. કુ. ૬ ચિંતા છાની માર
કહીજે, એહનો કિમહી ન ભેદ લહીજે; કુ. કંચનવર્ણી કાયા
ગાલી, થાયે સાંભલ તું સુકુમાલી. કુ. ૭ સખી સુણો તુમ
આગલ ભાંખું, તુમશું કેહો? અંતર રાખુ, કુ. પુરવ ભવ
મેં દીઠો સહેલી, પંખી દેખી થઈ હું ઘેલી. કુ. ૮ પુર્વભવનો
પરણું ભરતાર, બીજાશું તો મુજ ન વિચાર; કુ. રાજા બી-
જા વરને દેશે, તો કહોને સખિ કેમ કરીશે. કુ. ૯ આરતિ
મનમાંહે તેણે સબલીં, મનની મનમાં રહેશ સઘળી; કુ. સ-
ખીયો કોઇ ઉપાય બતાવો, દીજે ઉત્તર તાત સુહાવો. કુ. ૧૦
જયસેના બાઇ અવધારો, ચિંતા મ કરો થાશે સારો; કુ. કો-
ઇક બહેની પ્રપંચ કરીજે, કાલ વીલંબે ફલ પામીજે. કુ.૧૧
કીશો પ્રપંચ મુને સંભળાવો, થાયે કાર્યસિદ્ધિ બતાવો; કુ.
કરો પ્રતિજ્ઞા કોઇક મહોટી, સખી કહે મત જાણો ખોટી. કુ.
૧૨ કિસી પ્રતિજ્ઞા કરૂં સહેલી, દાખો મુજને હવે વહેલી; કુ.
સખી કહે કરો ચારે વિશામી, એ જિનહર્ષ ઢાળ કહી દશામી.
કુ. ૧૩ સર્વગાથા ૧૮૯

## ।। દોહા ।।

જયસેના ભાંખે સહી, બહેની પ્રતિજ્ઞા દાખ;
તુજ બોલે ભવ પાછલો, પહેલી એહિજ ભાંખ. ૧

રૂપ અદ્રસ્ય કરે વળી, દ્વિતીય પ્રતિજ્ઞા એહ;
ત્રીજી મહોટે શ્રીહય ચડી, મંડપ આવે જેહ. २
ચોથી કાચા સુત્રને, હિંચે હીંડોલે જેહ;
ચારે પ્રતિજ્ઞા પુરવી, વર વરવો તે તેહ. ૩
ભલી ભલી તેં બુદ્ધિ કહી, એહથી થાશે સિદ્ધિ,
જયસેના હરષી કહે, ભલી બુદ્ધિ તેં દીધી. ૪
કુમરી રલીયાયત થઇ, સુમતિ સખીની જોઇ;
હવે બીજો નર મુજ ભણી, પરણી ન શકે કોઇ. ૫

## ઢાળ અગીયારમી.

કુંતા માતા એમ ભણે. એ દેશી.

એકદિન દીઠી હો કુંઅરી, રાયે યૌવન માતી રે; પરણાવી નહિ એહને, હું તો થયો બ્રહ્મઘાતી રે. એક. ૧ સાંભળ મહેતા હો મુજ સુતા, મહોટી થઇય અપારો રે; સરખી જોડી હો જોઇને, પરણાવું ભરતારો રે. એક. ૨ ભાંખું તુમને સ્વયંવરા, મંડપ રાય મંડાવો રે; દેશ સહુના હો રાજવી, મુકી દુત તેડાવો રે. એક. ૩ પરણે કુમરી હો જોઇને, મન માને વર તેહો રે; દોષ ન આવે હો તુમ શિરે, સહુ શું થાય સનેહો રે. એક. ૪ વાત સુણાવી હો તે ભલી, મહેતા મુજ મનમાનીરે; ચારે બુદ્ધિ તુજ નિર્મલી, તું તો ગુણવંત જ્ઞાની રે. એક. ૫ દુત દશો દિશ પાઠવી, રાય સહુને તેડાવે રે; રાય સહુ દેશ દેશના,

આડંબરશું આવે રે. એક. ૬ ગુર્જર શોરઠ પુરવી, માલવ મરહઠ સ્વામી રે; કુંકણ લાટ કરણાટના, મેદપાટ નહી ખામી રે. એક. ૭ ઘોડ ચોડ સવા લાખના, ભોટ વૈરાટ કાંબોજી રે; દેશકુણાલ પાંચાલના, કોશલ અધિપતિ મોજી રે. એક. ૮ વંગ કલિંગ વખાણીયે, જંગલ અંગ તિલંગી રે; મગધ સિંધ સિંહલપતિ, દ્રાવિડ દસારણ રંગી રે. એક. ૯ દ્રોણ ચીણ હુરમજ ધણી; મરૂમંડલ કુરૂ દેશી રે; ઈત્યાદીક દેશ દેશના, સ્વદેશીને પરદેશી રે. એક. ૧૦ આવ્યા નિજ પરિવારશું, પુત્ર પુત્રા સજોડી રે; કહે જિનહર્ષ અગ્યારમી, ઢાળ ભલી પરે જોડી રે. એક. ૧૧ સર્વગાથા ૨૦૫

## દોહા.

વચ્છદેશ તિહાં આવીયો, નગર ધારપુર દુત;
સભા માંહે ઉભો રહ્યો, અમરસેન પુર હુંત. ૧
બલિભદ્ર નૃપ કમલાપુરી, સ્વયંવરમંડપ જ્યાંહ;
પુત્રીનો મંડપ અછે, રાજ્ય પધારો ત્યાંહ. ૨
અમરસેન જયસેનશું, ચાલ્યા સૈન્ય સંઘાત;
અવિચ્છિન્ન પ્રયાણશું, આવ્યા પુર થઇ વાત. ૩
રાજા બહુ ભેલા થયા, બલિભદ્ર ભુપ તિવાર;
પુરપરિસર ઉતારીયા, અવલ હવેલી સાર. ૪
ભક્તિ કરે રાજા ઘણી, રાજવીયાંનીજોર;
જે જે જોઇયે તે સહુ, આપે કરીને હોર. ૫

# ઢાલ બારમી.

બીંદલીની દેશી. માંકડ મુછાલા. એ દેશી.

નિજ ડેરે રાય રાણા, કરે કેલી સહુ સપરાણા હો; અચ્ચ-
રિજ વાત સુણો, વાત સુણો હવે આગે. સાંભળતાં મીઠી
લાગે હો. અ. ૧ જયસેન કુમાર નીસરીયો, રમવા વનમાં
સંચરીયો; અ. એક વૃક્ષની કુંજમાં આયો, ધરતો મન હર્ષ
સવાયો હો. અ. ૨ બેઠો દીઠો સન્યાસી, વીંટયો તન ચર્મ વિલા-
સી હો; અ. આંખડીયાં તો ગઈ ઉંડી, તે પણ દીસંતી ભુંડી
હો. અ. ૩ મુખ વાંકુવાંકી નાસા, લડબડતા હોઠ તમાસા
હો; અ. દાંત તો ગજદંત સમાણા, પગ છોટા સાથલ ધાણા
હો. અ. ૪ કાન મહોટા માથું મહોટું, કોઢ રોગ શરીર છે
છોટું હો; અ. એહવે રૂપે ધ્યાન તે સાધે, નિરખ્યો જયસેન
સમાધે હો. અ. ૫ પુછે પાય નમીને કુમાર, એહવો શ્યો એ
આકાર હો; અ. સ્વામી એ મુજને કહિયે, મનમાંહે અચરિજ
લહીયે હો. અ. ૬ વાણી સુણી એહેવી યોગી, ફરી ચર્મ તે
ઓઢયો રોગી હો; અ. થયો રૂપ અદ્દશ્ય તે વારે, નૃપસુત મ-
નમાંહે વિચારે હો. અ ૭ અચરિજ મુઝ ચિત્ત ઉપાયો, સં-
ન્યાસી કિહાં સિધાયો હો; અ. બેઠો તેણે ઠામ ન દીસે, ઇંદ્ર-
જાલ જંજાલ જગીશેં હો. અ. ૮ વલી ચર્મ મુકયો તેણે દુરે,
જાણે તેજ દેખાડયું સુરે હો; અ. કંચન સમદીપે કાયા, પદ્મા-
સન ધ્યાન લગાયા હો. અ. ૯ પુછે નૃપસુત હિત કામી, શું

ક્રીધું એ તે સ્વામી હો; અ. હું સિદ્ધ અછું તે બોલે, એ ચર્મને કોઈ ન તોલે હો. અ. ૧૦ તુજને એ ખ્યાલ દેખાડયો, તુજ ચિત્ત સંદેહે પાડયો હો; અ. હુએ રૂપ કુરૂપ ઓઢેથી, થાયે અદૃશીકરણ શુભ તેથી હો. અ. ૧૧ હોવે સહજ રૂપ મેલંતાં, એમ હોયે રમતાં ખેલંતાં હો; અ. એ જાતિ ચર્મની એહવી, તુજ આગળ કહી હતી જેહવી હો. અ. ૧૨ ચર્મનો મર્મ સાંભલીયો, પ્રણામ કરીને વલીયો હો; અ. જિનહર્ષ ઢાળ થઈ બારે, નૃપ સુત આવ્યા ઉતારે હો. અ. ૧૩ સર્વગાથા. ૨૨૩

## ॥ દોહા ॥

વળી રમવા કેરે મિશેં, કુમર આવ્યો વન માંહે;
તેણે ઠામે દેખે તિસે, અગ્નિ કુંડ ઉત્સાહે. ૧
પાવક દારૂશું પુરીયો, જાલો જાલ વિકરાળ;
શીંકા એક તાંતણ કરી, બાંધ્યો તરૂવર ડાળ, ૨
કુમર સિદ્ધ પાસે રહ્યા, જોવે તેહ અચંભ;
જોગીને પુછે પ્રભો, માંડયો સ્યો આરંભ. ૩
સિદ્ધ કહે વિધા ભણી, અઠોત્તર શો વાર;
નર બેસી શીંકે છણે, સાહસ ધરીય અપાર. ૪
વિધા આકાશગામિની, ઉડે નર આકાશ;
જો તુટે તે તાંતણો, તો ખેચરગતિ તાસ. ૫
જો તુટે નહિ તાંતણો, તો તંતુસિદ્ધ કહાય;
કુમર ભણી યોગી કહ્યું, પાયેં લાગ્યો ધાય. ૬

# ઢાળ તેરમી.

### સુણ સુણ વાલહા. એ દેશી.

પછી સહા તાંતણ તણી રે, ખાટ હિંડોલે રે જોય; સાંકળ સમ હોયે બેસતાં રે, તંતુ સિધ્ધ એમ હોય રે. ૧ પુણ્ય સદા ફળે, પરભવે લાહો થાય રે, પુણ્યે સહુ મલે; અણચિંત્યા ફળ પાય રે. પુ. ૨ બીહેતો કુંડમાં પડે રે, બીહે નહિંતો રે સિદ્ધિ; વિદ્યા આકાશગામિની રે, બેહુમાંહે એકની વૃદ્ધિ રે. પુ. ૩ યોગી કહે શીંકો કરયો રે, જોડી સામગ્રી રે એહ; મંત્રતણું પદ વીસરયું રે, કામ ન થાયે સિધ્ધ રે. પુ ૪ કુમર કહે યોગી ભણી રે, વિદ્યા ભણી દેખાડ; શ્રીપદાનુસારિણી મુજ અછે રે, જોડુ અક્ષર માળ રે. પુ. ૫ ખોટ કાઢું શ્રીવિદ્યાતણી રે, ભાંગુ તાહારીરે ચિંત; કારજ સિધ્ધ થાયે સહી રે, મંત્ર ભણો ગુણવંત રે. પુ. ૬ પરઉપગારી તું સહીરે, મુજને મળિઓ રે મિત્ર; વિદ્યા પદ પુરણ કરી રે, ટાળો મનની ચિંત રે. પુ ૭ મંત્ર સુણાવ્યો કુમરનેં રે, પદ પુરયુ તતકાળ; સિધ્ધ પુરૂષ હર્ષ્યો હિયે રે, બોલે વચન રસાળ રે. પુ. ૮ ચર્મ અપુરવ તુજ ભણી રે, આપું લે તું એહ; ઉપગારેં ઉપગારડો રે, કરીયેં તો વધે નેહો રે. પુ. ૯ વિદ્યા પણ ઇહાં સાધ તું રે, સિદ્ધ હોશે તુજ ,વીર; વચન ખરૂં તું માનજે રે; તું છે સાહસધિર રે. પુ. ૧૦ પહેલો તો સાધો તુમે રે, સામગ્રી સંયોગ; તુમ કેડે હું સાધશું રે. દેઇ મન ઉપયોગ રે. પુ. ૧૧

યોગી કહે મુજ સાધતાં રે, તાંતણ ત્રૂટે રે જેહ ; તે તું પાછો સાંધજે રે, વિદ્યા સિધ્ધિ હોશે એહ રે. પુ. ૧૨ શીખ દેઇ ઈમ કુમરને રે, શીંકે બેઠો રે સિધ્ધ; તાંતણ તુટા તે સહું રે, ખેચર વિદ્યા લીધ રે. પુ. ૧૩ આકાશેં ઉડી ગયો રે, સિધ્ધ પુરૂષ તતકાલ; એ જીનહર્ષ પુરી થઈ રે, એટલે તેરમી ઢાલ રે. પુ. ૧૪ સર્વગાથા ૨૪૩.

## ॥ દોહા ॥

કુમર હવે સાહસ ધરી, સાધી તેણેં તે વાર;
શીંકે બેઠો તતક્ષણેં, ત્રુટો નહીઅ લગાર; ૧
તંત્ર સિધ્ધ હુઓ સહી, મંત્ર પ્રમાણે તામ;
પણ આકાશેં ઉડયો નહી, તેતો ન થયું કામ; ૨
તંત્ર સિધ્ધ તો હું થયો, એહિજ મુજ પ્રમાણ;
ચર્મ લેહીનેં આવીયો, પોતાનેં અહિઠાણ. ૩
ચર્મ રતન સાધ્યુ તિહાં, ડેરામાંહે કુમાર;
નિચિંતપણે સુઇ રહયો; જાગ્યો રાય તે વાર. ૪
શીયાળ સાંભલ્યો બોલતો, સુર નર સમજી વાચ;
ચિત્ત વિમાસે એહવું, પ્રથમ થઇ છે સાચ. ૫

## ॥ ઢાલ ચૌદમી ॥

તુગિયાગિરી શિખર સોહે એ દેશી.

સાંભળી નૃપ શીયાળ ભાષા, કરે માંહોમાંહિ રે; ટળવળે નર એક પડીયો, ભક્ષ કરીયેં જાઇ રે. સાં. ૧ રાય એહવાં

વચન સાંભળી, દયા આવી તામ રે; જીવતાને એહ ખાશે, હોશે માઠું કામ રે. સાં. ૨ જાગવ્યો નિજકુમરને, નૃપ કહે એમ વચન્ન રે; કરે છે આક્રંદ કોઇ નર, દુઃખે પીડયો તન્ન રે. સાં. ૩ શીયાળ તેહને ભક્ષ કરશે, તાસ જઇ મેલાવ રે; કરો જઇ ઉપકાર પુત્તા, ઉઠ વાર મ લાવ રે. સાં. ૪ કુમર ઉઠયો દયા આણી, તાત વચન પ્રમાણ રે; વિનયવંત સુપુત્ર થાયે, તે ન લોપે આણ રે. સાં. ૫ ખડ્ગ લેઇ તુરત ચાલ્યો, લવે જિણદિસિ શ્યાયાલ રે; શુરનાં તે શુર થાયે, કિશું મહોટા બાલ રે. સાં. ૬ આવીયો જિહાં પડયો માણસ, ટળવળે તસ પિંડ રે; વાત સરજી કિમે ન ટળે, કોણ ભાંજે ભીડ રે. સાં. ૭ તેહને બોલાવીયો તું, કોણ છે નર બોલ રે; કેમ પડીયો ખાણમાંહે, લહ્યો દુઃખ નિટોળ રે. સાં. ૮ બોલી શકે નહિ બાપડો તે, હૈયે આવ્યો ભાર રે; તામ કસમસતો પયંપે, અછું હું કુંભાર રે. સાં. ૯ જોગીતણી હું કરૂં સેવા, નમુ તેહના પાય રે; માહરે ઘરે થઈ લખમી, તેહને સુપસાય રે. સાં. ૧૦ એકદિન મુજ ઘરે આવ્યો, તેહ જોગી આપ રે; ચરણે નમી બેસાડીયો મે, ગયાં માહરાં પાપ રે. સાં. ૧૧ પાત્ર પુરયું તેહનું મેં, ભક્તિશું પરમાન્ન રે; થઈ સંતુષ્ટને પુરી આસન, દીધું ભોજન માન રે. સાં. ૧૨ સુણ પ્રજા પતિ એક તુજને, દીયું વિદ્યા સાર રે; લોકને આશ્ચર્યકારી, લહે માન અપાર રે. સાં. ૧૩ અશ્વમાટીનો કરીને, તાવડે સુકાય રે; અગ્નિમાંહે પચાવી મંત્ર,

ચાલતો તે થાય રે. સાં. ૧૪ ગમે તો અસવાર થાજે, ઘાલજે અથ ભાર રે; ચૌદમી જિનહર્ષ પુરી, થઇ ઢાળ વિચાર રે. સાં. ૧૫

## ॥ દોહા ॥

મંત્ર શીખાવ્યો મુજ ભણી, તેણે જોગી તતકાળ;
મ્હારો મન હર્ષિત થયો, કીધો એણે ઉપકાર. ૧
હય કીધો માટી તણો, મંત્રબલે તતકાળ;
હેષારવ કરતો થકો, ચાલતો મચ્છરાલ. ૨
મહિમા વાધ્યો માહરો, દેશાંતર થયું નામ;
મંત્ર ગયો મુજ વીસરી, કેટલે દિવસે તામ. ૩
જોગી સિદ્ધાચલ ગયો, કેડે ગયો હું તાસ;
ફેરી મંત્ર ખરો કીયો, પુગી મ્હારી આશ. ૪
પગે લાગી પાછો વલ્યો, લાગા મુજ ષટ માસ;
કાલે આવ્યો હું ઇણ પુરી, ધરતો મન ઉલ્હાસ. ૫
રાજાની પરણે સુતા, આવ્યા ઘણા નરિંદ;
કલા દેખાડું એહને, અશ્વ કરી આનંદ. ૬

## ॥ ઢાલ પંદરમી ॥

ઇડર આંબા આમલી રે, ઇડર દાડિમ દ્રાખ એ દેશી.

માટી ખણવા ઉઠીયો હો જી, કાજી લેઇ રાત; આણી અશ્વ ભરી કરી હોજી, વલી આવ્યો પરભાત. ૧ સુગુણનર,

સાંભલ મહારી વાત; લોભે દુઃખ પ્રાણી લહે હોજી, થાયે આતમઘાત. સુ. એ આંકણી. ખણતાં ખાણ તુટી પડી હોજી, હું ચંપાણો હેઠ, કેડ ભાગી વેદન થઇ હોજી, ફોકટ કીધી વેઠ. સુ. ૨ હવે હું જીવું નહિ હોજી, લાગો મરમ પ્રહાર; તું આવ્યો દુઃખ કાપવા હોજી. ધન્ય ધન્ય તુજ અવતાર. સુ ૩ મંત્ર આપુ લે તુજ ભણી હોજી, અશ્વકરણ ઉપકાર; મંત્ર શીખાવ્યો કુવરને હોજી, પ્રાણ તજ્યા કુંભાર. સુ, ૪ નિરખી જાલ પાવક તણી હોજી, એશું દીસે આગ; રાય સુત પાસેં ગયો હોજી, તાણી લે ગયો ભાગ. સુ. ૫ અશ્વ પચંતો નિરખીયો હોજી, શીતલ કરી ગ્રહી હિત; મન વિકસ્યો તન ઉલસ્યો હોજી, જાણે અમ્રત પીત. સુ. ૬ શાંતે આવ્યો બાહરેં હોજી, તાત ભણી કહે આય; વાત થઇ તે નર તણી હોજી, ખાણે પ્રાણ નસાય, સુ. ૭ બીજું કાંઇ કહ્યું નહિં હોજી, સુતા પિતા સુત જાય; પોતેં પુણ્ય જેહને હુએ હોજી, તાસ મલે સહુ આય. સુ. ૮ પ્રહદિશી નોબત ધુરી હોજી, થયો સફલ પ્રભાત; શણગારી કમલાપુરી હોજી, સુરનગરી સાક્ષાત . સુ ૯ સ્વયંવર મંડપ રચ્યો હોજી, સુંદર સોહે અપાર; સિંહાસણ મંડાવીયાં હોજી, નૃપ કાજે શણગાર. સુ. ૧૦ ચોકી માંડી જુજુઇ હોજી, ચંદુઆ બાંધ્યા પટકુલ વાડ બંધાવી રે સમી હોજી, સંઆલી અકતુલ. સુ. ૧૧ કૃષ્ણગરૂના ધુપણા હોજી, મહકી રહ્યા ચિહું ઓર; કરયા

છંટકાવ ગુલાબના હોજી, ખસબોઇ વધિ જોર. સુ. ૧૨ રાય તેડાવ્યા મંડપેં હોજી, આવ્યા ધરતા હોંશ; પવન જકોલેં વિંજાણે હોજી, ધન્ય વરસે જે પુંશ. સુ. ૧૩ બંદીજન બિરૂદાવલિ હોજી, માગણ મલ્યા અનેક; ઢાલ પન્નરમી એ થઈ હોજી, જીનહર્ષ વિવેક. સુ. ૧૪ સરવગાથા ૨૮૩

## ॥ દોહા ॥

હવે બોલી ચિંતા ભરી, કુમરી સહિયર સંગ;
નૃપ મુજ મન જાણેં નહિં, કેમ રહેશે ઇહાં રંગ. ૧
આરંભ માંડયો અતિ ઘણો, પ્રિય વિણા સહીયાંહ;
હાંસી થાશે લોકમાં, કુમરી એમ કહીયાંય. ૨
ઇમ ચિતવતાં ચિત્તમાં, ફુરકયું વામુ અંગ;
મન વિકસ્યો હિયડો હસ્યો, અંગ થયો ઉછરંગ. ૩
બાઈ સુણ સહીયર કહે, મુખ દીસંતુ વિચ્છાહ;
હમણા મુખ થયુ ઉજલું, દિસે અંગ ઉચ્છાહ. ૪
તુજને વર મળશે ઇહાં, મળીઆં ભુપ અનેક;
ચાર પ્રતિજ્ઞા પુરશે, તે વર વરવો એક. ૫

## ઢાળ શોલમી.

લાછલદે માત મલ્હાર શ્રીએ દેશી.

સખી કહે વિધિ લેખ, લખીયો જે સુવિશેષ, આજ હો આઘો રે પાછો બહિન ટળે નહી રે જો; જાણશું છે અનુબંધ

પુરવભવસબંધ, આજ હો મળશે રે તે આવીઅણચિંત્યોસહી રે જો. ૧ એણીપરે કરતાં વાત, તેડાવી નીજ માત, આજ હો જાવો રે બોલાવો લ્યાવો કુંવરી રે જો; થાય અવેલો આજ, પીઠી કરવા કાજ, આજ હો આવી રે મન ભાવી વાલી દીકરી રે જો. ૨ પામી રાય આદેશ, હિયડે હર્ષ વિશેષ, આજ હો ચંદન રે બાવન્નનેં ઉગટણું કીયો રે જો; શુચિ જલ ન્હાણ કીધ, અંગુછો સુપ્રસિધ્ધ, આજ હો મુહુર્ત્ત રે સુમુહુર્ત્ત વેલા આવિયો રે જો. ૩ અંગે બનાવ્યા શોલ, સુત્ર તાંતણ હિંડોલ, આજ હો લેઇ રે વરમાળા મંડપ સંચરી રે જો; પ્રાતિહારિણી સાથ, કનકછડી ગ્રહી હાથ, આજહો જાણે રે સુરપુરથી દેવી ઉત-રે જો. ૪ ચિંતે દેખી ભુપાળ, સુરકન્યા સુકુમાળ, આજ હો ખેચર રે કન્યા કે નાગકુમારીયાં રે જો; એહનું રૂપ અનુપ, કહ્યું ન જાયે સ્વરૂપ, આજ હો જીતી રે એણે ત્રિભુવન કેરિ નારિયા રે જો. ૫ દેખી રંજ્યા રાય, લોયણ રહ્યાં લગાય, આજ હો છાકી રે આંખડીઆં પાછી નવી વલે રે જો; દીપે દંત રસાળ, જાણે મોતીમાળ, આજ હો જાણે રે રવિ કીરણાં સરિખાં ઝલહલે રે જો. ૬ નયનકમળ દલ જાણ, આણીઆલાં ગુણબાણ, આજ હો તીખા રે મનમથના સાયક લાગણા રે જો; નાક દીવાની ધાર ચંપકલી આકાર આજ હો દેખી રે રંજિત થાયે કામી જના રે જો. ૭ અધર પ્રવાલી રંગ, તેથી અધિક સુરંગ, આ-જ હો દર્પણ રે સારીખા ગલસ્થલ બન્યા રે જો; ગજકુંભસ્થલ મો-

જ, એહવા જાસ ઉરોજ, આજ હો પીલા રે બીજોરાંવરણે અવ ગણ્યા રે જો. ૮ કાને સોહે જાલ, દીપાવ્યા જેણેગાલ, આજ હો ખટકેરે ખીટલીયાં ઝબકે ઝુમણાંરે જો; ચાવંતી તંબોલ, સહીયાશું રંગ રોળ આજ હો પહેરયાં રે હિયડે આભરણ સોહામણાં રે જો. ૯ ઉર કચુંકહ તાણી, પહિરયો કુમરી સુ-જાણ, આજ હો જાણે રે ઈશ્વર શિર તંબુ તાંણીયો રે જો; સોવન ચુડલો બાંહ, જાણે સુરતરૂ છાંહ, આજ હો બાંહે રે બાજુ બંધ વખાણીયો રે જો. ૧૦ કનક મુદડી ખંત અંગુલીયે સોહંત આજ હો સોવનરે અંગુઠી અંગુઠે બનીરે જો; કટિમેખલ ખલકંતી, ઘુઘરીયાં ઘમકંતી, આજ હો પાયે રે જેહર સોવનમય વાંજણી રે જો.૧૧ પહેરી પટોલી અંગ, ઓઢણ ચીર સુરંગ, આજ હો ઝબકે રે આભરણમાં જાણે વિજળી રે જો; હસતી રમતી ગેલ. જાણે મોહનવેલ, આજ હો પુરી રે થઇ શોલમી ઢાળ જીનહર્ષ રલી રે જો. ૧૨

## ॥દોહા॥

નારી જોવા પાસમાં, રાજહંસ તતકાળ;
દેખી વ્યામોહિત થયા, બંધાણા તતકાલ. પાઠાતરે.
[પુરૂષ પડે જેમ માંછલો, જ્યારે ખુટે કાળ]. ૧
રે જગદીશ કિશા ભણી, તે ઉપજાવી નાર;
ઇણ નારી નર ભોલવ્યા, ભુલા ભમે સંસાર. -

ઇણે નારી જગ મોહીયું, હાવ ભાવ દેખાડ;
પોતાને વશ સહુ કિયા, મનમૃગ બંધણ જાળ. ૩
જેહને ઘરે એ કામિની, થાશે તે ધન્ય ધન્ય;
બીજા ફોકટ અવતરયા, પશુ વશ જેમ રતન્ન. ૪
જેહને આપશે એ પ્રિયા, તેહ શું તાહરે પ્રીતિ;
બીજા શું તુજ રૂસણો, એહ કિસી તુજ રીતિ. ૫

સર્વગાથા. ૩૦૫

## ઢાળ સત્તરમી.

એ કર જોડી તામ રે, ભદ્રા વીનવે, એ દેશી. અથવા જંબુ દ્વીપમઝાર, પુરહથી બાહિર એ દેશી. પામી સુગુરૂ પસાય રે. એદેશી.

લખીયો જેહ નિલાડ, તેહિજ પામિયે, હોંશ કીજે કેહા ધણીએ; દેખી પરાયાં લાડ, હીયડા હુરકડો, ફોકટ કરે કિસ્યા ભણી એ. ૧ જેણે દીધું છે દાન, પુણ્ય કરયાં ઘણાં, તે લેહેશે એ કામિની એ; વરસે તો નર એક, પણ સહુનાં મન, કરયા ચંચલ ગજગામિની એ. ૨ રૂડા તણી રૂહાડ, મન કીજે નહી, ફોકટ મન વિણસાડીયે એ; વિધિ લખિયો સંબંધ, મલશે તેહને ચિત્તથી સત્ય કેમ છાંડીયે એ. ૩ રાજા કરે વિચાર, નૃપતિ ન જોવતાં; પામે ન મન ચુભી રહ્યો એ; પ્રાતિહારીણી તામ. સહુને ઓલખે, નામ લેઈ લેઇ કહ્યો એ. ૪ ચાંદો એ

ચહુઆણ, મ્હોટો રાજવી, એ સહસો સીસોડીયો એ; એ પાલણ પરમાર, હયગય રિદ્ધિ ઘણી, જગમાંહે એણે જસ લીયો એ. ૫ પરવ તજી પડિહાર, પરવત જેહવો, અરિ ખીસવીયો નવિ ખસે એ; રણસિંહ એ રાઠોડ, મ્હોટો ગઢપતિ પ્રજા સહુ સુખણી સસે એ. ૬ શોલંકી નૃપ ચંદ્રસેન, સેના પરિગલ. ભાંજે પણ ભાંગે નહિં એ; મરહઠો મહિપાલ, મડીયલ રાખણો, ખ્યાતિ જગતમાંહે લહિ એ. ૭ શંખરાય સુવિદિત, ન્યાતે સાંખલો, એહનેં ઘેર નારી ઘણી એ; સિંહલવાંકો રાય, શ્રીધર રાજવી, એ મ્હોટા ગઢનો ધણી એ. ૮ સબલ સિંહ મહારાય, સોલંકી સાખેં, જેહને દલ સંખ્યા નહિં એ; જાદવ નૃપ જયપાલ, પાલે લોકનેં, કીર્તી જેહની મહમહી એ. ૯ ગંગાધર ગહિલોત, ગંગાજળ જીસ્યો, જસ જેહનો છે નિર્મળો એ; જાણો જાંજણસિંહ, ચતુર વિચક્ષણ, કળા બહોંતેર આગલો એ. ૧૦ વિગતાલો વાઘવિર, મહિમા જેહનો, વાઘેલા આં. દીપતો એ; હાંડારાવ હમાર, દેવરાજ દેવડો, અરિયણનું બલ જી તે એ. ૧૧ સગરરાય સેલોત, સહદેવ સોનગરો, અમરસેન એ આહડો એ; એ વત્રછંદશ શણગાર. જયસેન તસુ સુત, ધીરવીર વર વાંકડો એ. ૧૨ રાજવીયાંનાં નામ, કહે બિરૂદાવલી, કુમરી મન માને નહિ એ; ઢાલસત્તરમી એહ, નર નારી સુણો, રૂડી જિનહરપે કહી એ. ૧૩

## ॥ દોહા ॥

શાંને સમજાવે સખી, ચાર પ્રતિજ્ઞા દાખ;
સઘળા નરપતિ સાંભળે, ભલી પરે તું ભાખ. ૧
સખી સહુકો સાંભળો, મળિયા બહુ ભુપાળ;
ચાર પ્રતિજ્ઞા પુરશે, તે ગ્રહેશે વરમાળ. ૨
માટી તુરંગ ચલાવશે, કહેશે પુરવ જન્મ;
તાંતણ હીચોલે હીચશે, રૂપ ફેરવશે તિમ્મ. ૩
એહવું સાંભળી રાજવી, થયા વદન વિચ્છાય;
એક એકને એમ કહે, એતો કિમે ન થાય. ૪
એતા બોલાવી નૃપતિ, શું કીધું એણે રાય;
માન મહોત સહુ નીર્ગમ્યો, બેટીને શીખાય ૫

## ઢાળ અઢારમો.

તુંગીયા ગિરિ શિખર સોહે. એ દેશી.

વચણ સુણી હરખ્યો હીયે, તવ જયસેન કુમારો રે; એ કલા મુજમાં અછે, પુરીશ પ્રતિજ્ઞા ચારો રે. વચ. ૧ તુરત કુમર ઉંડી કરી, ઓઢયો ઉલટો ચર્મ રે; રૂપ ફરી ગયો મુલગો, કોઇ ન જાણે મર્મ રે. વચ. ૨ માટીને ઘોડ ચડી, આવ્યો સ્વયંવર ઠામ રે; સભા સહુ દેખી કરી, અચરીજ પામે તામરે.વ. ૩ હાથ ગલ્યા પગ પણ ગલ્યા, બાહેર દાંત નીકલીયા રે; લાંબો પેટ કુઆ જિસ્યો, કેશ માથાનાં પલીયાં રે. વ. ૪ કાયા

તો રોગે ભરી, વાંસે તો દુર્ગંધ રે; વાંસે રૂધીર વહે ઘણું, બોલે વચન નીબંધરે. વ. ૫ એહવું રૂપ બનાવિયું, માટી તણે તુરંગ રે, થઇ અસવાર ફરે તિહાં, મંડપે ધરી ઉછરંગ રે. વ. ૬ કૌતુક મનમાં ઉપજે, કેડે લોક ઉજાય રે; તુરત ઘોડા થી ઉતરી, હીંચોલે હીંચાય રે. વ. ૭ ત્રુટે નહિં એક તાંતણો, લોહ સાંકલસમ જાણો રે; લોક કહે તુજ નામશું, ધુંબડ નામ પીછાણો રે. વ. ૮ હિંચોલે કેમ હિંચીયો, પુરવ ભવની ઢાલો રે; ચિડો ચડકલી અમે હુતાં, હિંચ્યાં છું બહુ કાલો રે. વ. ૯ કુમરી વયણ સુણી કરી, પામી સઘળો ભેદો રે; પુરવ ભવનો પતિ મુજ સખી, મલીયો ઘણે ઉમેદો રે. વ. ૧૦ સખી કહે એહને વરયાં, ચડશે સુકુલ કલંકો રે; યૌવન જીવન વિણસસે, હસશે લોક નિશંકોરે. વ. ૧૧ એ વર નહી તુજ યોગ્યતા, નીસુણી વચન કુમારી રે; જે નિજ બોલ પાલે નહી, તે તો બે ભવ હારી રે. વ ૧૨ માહારી પ્રતિજ્ઞા પાલશું, વચન ગમું કેમ આલો રે; વરમાલા ધુંબડ ગલે, ઘાલી તેણે તતકાલો રે. વ. ૧૩ કોપે ભરીયા રાજવી, સ્વયંવર એણે બિગાડયો રે; મારો કુમરી બાપને, સઘળો કામ ઉજાડયો રે. વ. ૧૪ દોપ કિસ્યો કહો બાપનો, કુમરી થઇ અજાણો રે; ઢાલ થઇ એ અઢારમી, સુણો જિનહર્ષ સુજાણો રે. વ. ૧૫ સર્વગાથા. ૩૪૮

## ॥ દોહા ॥

કહે સહુ એમ રાજવી, ધુબડ માલા મુક;
પ્રાણે પણ લેશું અમે, જીવથકી મત ચુક. ૧
બોલે ધુબડ બળ કરી, ભલે ભલે હો રાય;
જાણ્યા હતા બે પાયના, પણ દીસો છો ચઉપાય. ૨
બોલો છો ચુકા થકા, એવો કરો છો ન્યાય;
આવી વરમાળા તજે, તે મુરખ કહેવાય. ૩
પ્રાણે મે લીધી નથી, ખુશી થઇને એહ;
ઘાલી તો મુજ શિરસટે, લ્યો ઉચ્છક હોય જેહ. ૪
એવી મતિસારૂ તુમે, કેમ પાલો છો રાજ;
વાત ઇસી કરતાં થકાં, નાવે તુમને લાજ. ૫
હોઠ ડસે રીશે ભરયા, એ ધુંબડ કુણ માત્ર;
બોલો એહવો આકરો, કરો ઘાત એ વાત. ૬
કુહ્યો રૂપ બોલે કહ્યો, મારણ ઉઠયા દાસ;
ઘોડો ચાંપ્યો સામહો, નાઠા પામી ત્રાસ ૭

## ઢાળ ઓગણીસમી

કડખાની દેશી.

માનના ગાડલા સૈન્યના લાડલા, ક્રોધ ભરીયા હિયા જોધ ધાયા; મારી લ્યો જાલી લ્યો બાંધી લ્યો ધુંબડો, એમ કહેતાં નરાધીશ આયા. માન. ૧ ગયવર ગાજતા સુંઢ ઉલાળતા,

ચાલતા પર્વતા ટુંક દીસે; ધુણતાં શીશ સુર ઇસરા સારિખા, ચપલ તેજી ઘણા વીચે હીસે. મા. ૨ હુઈ અસવાર તરવાર ઢાલાં ગ્રહે, ધનુષધર તીર તુણીર ભરીયા; કુંતવિજ્જુઝલા ઉજ્જ-વલા સારના, ધારના તિક્ષણ નિજ હચ્છ ધરીયા. મા. ૩ આ-વ રે ધુંબડા કુબડા સામહો, નાસજે મત હવે ત્રાસ પામી; તાહરા હાથનો બલ હવે જાણસ્યાં, આણસ્યાં તાહરે વંશ ખામી. મા. ૪ કાં રે મરે તું ખુટયા વિણ બાપડા, નાખ વરમાલ કે કાલ રૂઠો; એકલો કેટલો જોર ફોરે કિસ્યો, જલધી સંગ્રામ તું લોટ મુઠો. મા. ૫ કાયરા નરાં કિસ્યું ઘણા હુવાં શું થયું, તુલ જિમ વાયરે ઉડી જાશો; માહારા હાથ ભારથમાં કુણ સહે, ભીતિ મન રીતિ જે રીત ભાશો. મા. ૬ વચન સુણી કુમરનાં આકરા કાંકરા, ઉઠીયા મારવા સહુ સમેલાઃ મરી કુંભાર તેની વાર વ્યંતર હુઓ, આવીયો તામ સંગ્રામ વેલા. મા. ૭ દેવની શક્તિ ધરી ભક્તિ નિજ શિષ્યની, કટક ઘટ સુભટ તવ મેલી આવ્યો; ભીર કુંઅર તણી હોંશ મનમેં ઘણી, રાખવા સુત યમદુત લાવ્યો. મા. ૮ ઉમરા ધુમરા ધુમરા જાણજે, લોહના બાણ સીંગણ ચડાવે, નાલ ગોલા વહે વેરીયોને દહે, ક્રોધ ભરીયા હીયામાં ન માવે. મા. ૯ મુહરિ કરિ ગજઘટ પટા જરતા પ્રબલ, ચાલતા જાણે ઉચા હિમાલા; જાડતા સુંઢશું ભુંડ જ્યું અરિગજા, પાયદલશું લડે ભીડે પાલા. મા. ૧૦ કુદતા નાચતા અશ્વ ગયણે ચડે, ત્રાપડે આ-

પડે નહીય કોઇ; ચઢે યોધાર ખડ્ગ ધારશું આહણે, ધાવ એકણથી બે ટૂંક હોઇ. મા. ૧૧ કારિમા યોધના હાથના ઘાવશું, સાથરા હુઆ ધડ શીશ જુઆં; રકતના ખાલ બંબાલ નદીયાં વહી, ચિંતવ્યા પચચરા તેણહુઆ. મા. ૧૨ સુભટ ઘાયે ઘણા ઘુમતા ઉમતા, કટકની આકરી હુંક વાજે; રાખવા ખ્યાતી ક્ષત્રી ક્ષત્રવટ તણી, નાશી જઇએ તો હવે વંશલાજે. મા. ૧૩ ઘાવ સામે અડે આથડે કેઈ પડે, આરડે જ્યાંહ નિજ જીવ વાલ્હા; સેરિયાં કેઇ નાસેઇ વાંસે પડયા, મારતાં ગહ્ર હુઆ સુઢાલા. મા. ૧૪ કટક વ્યંતરતણે આહણ્યા અરિ ઘણા, આપણા શિષ્યની જીત કીધી; વાજીયાં તુર નીસાણ ઘુરયાં ઘણાં, અમરને ડાવડે ખ્યાતિ લીધી. મા. ૧૫ લાજ વાધી ઘણી જગત ધુંબડ તણી, બોલ અરિયાં તણો હુઓ માઠો; એ થઈ ઢાળ જિનહર્ષ ઓગણીશમી, નાસતાં શિર ચડ્યો કૃષ્ણ ચાઠો. મા. ૧૬

## ॥ દોહા ॥

વ્યંતર તાસ સખાઇયો, કુમર લહ્યો જસવાદ;
અચરિજ સહુને ઉપનો, એકણ કરયો ઉન્માદ. ૧
ધુંબડ તો એકલો હુતો, કટક થયો પરગટ્ટ;
દીઠો નહિ કેણે આવતો, જાતો નહી પણ દીઠ. ૨
એતો કોઇક દેવતા, કે વિદ્યાધર કોઇ;
કે કોઇક યોગીંદ્ર છે, જાંખા નરપતિ હોઇ. ૩

રાજા દેશના સુણી ઘણું, એ તો ન સુણ્યો કોઈ;
અમરસેન મનમાં હસ્યો, ખેદ કરંતો જોઈ. ૪
તતક્ષણ કુમર કાયા થકી, ચર્મ ઉતારયો જામ,
જયસેન રૂપ પ્રગટ થયું, હર્ષ્યા સહુકો તામ. ૫
એ વિદ્યા શીખ્યો કિહાં, અહો કુમર વડવીર;
સંગ્રામ કીધો એટલો, તું તો સાહસ ધીર. ૬
લાગો પાયે તાતને, ખમજો અવિનય મુજ;
આલિંગન દેઈ પુછીયો, મલિ વિદ્યા કિહાં તુજ. ૭
કહ્યું વૃત્તાંત સહુ મુલથી, ખુસી થયા સુણી તાત;
હવે સમય વિવાહનો, આવ્યો દિન વિખ્યાત. ૮

## ઢાળ. વીસમી.

રઘુનાથ મળે મો મન વસીયા એ દેશી.

જયસેનકુમર ગુહિર ગાઢો, કેસરીયા કરી હુઓ લાડો; એ આંકણી. બલિભદ્રરાયે ઉત્સવ માંડયો, શણુગારયું પુર સઘળી ભાંત; કુંવરી ભાગ્ય પુણ્યાઇ મહારી, વરમલીયો પુરું મન ભાંતે. જ. ૧ મંડપ રચિયો સુર ભુવન સરિખો, દેખતાં થાય ઉછરંગ; ગયવર ચડી વર કુમર પધારયો, તોરણ વાંદણ જાય નિઃસંગ. જ. ૨ ગોખે ગોખે જોવે ગોરી, ગલીયે નર જોવે નરરાજ; પુરમાંહે ગહમહ હુઈ રહ્યો, ધુરે નગારાં નોબત સાજ. જ. ૩ રૂપે દેવકુમર અવતરીયો, આભરણે કરી દીપે અંગ; વાઘો પહેરી અવલ કસબીનો, સુરજ જ્યોતિ ઝગમગે

અભંગ. જ. ૪ સાસુ આવી પુખીયો વરને, સઘળાહી કીધા આરંભ; લાડો દેખી મન હરખી લાડી, બર સુરવર સરિખો હું રંભ. જ. ૫ પુરવભવનો નેહ નવીનો, છાનો ન રહે વ્યાપે મોહ ; ખેંચીલે મન હિયડે પેસી, આકર્ષે જેમ ચમક લોહ. જ. ૬ શોલે તન શણગાર બનાયા, સુર કન્યા સરખી જેહ; આવી ચોરીમાંહે બેઠી, વર પણ બેઠો સુંદર દેહ. જ. ૭ ગાવે ધવલ મંગલ મલી ગોરી, બ્રાહ્મણ કરે વેદ ઉચાર; ફેરયા પાવક વેદી દોલા, વર કન્યાને ફેરા ચાર. જ ૮ હાથ મેલાવ્યા વર કન્યાનાં, કારજ સહુ કીધાં લૌકીક; ચારે મંગલ વરત્યા ચોરી, લાડો લાડી રહ્યા નજીક. જ. ૯ કર મેલાવણ રાયે દીધો, હય ગય કંચન અરધુ રાજ; માંહોમાંહે રહ્યો રસ જાઝો, પર ઘી ઉઠયાં સીધાં કાજ. જ. ૧૦ રાજવીયાનાં મન રીઝાણાં, પરિગલ મીઠા કરી પકવાન્ન; ભલિ યુક્તિશું જાન જિમાઇ, દેઈ માન ઘણું સન્માન. જ. ૧૧ જાની સઘલાહી ગહગહ્યા, રાજવીયાંને દીધી શીખ; ખુશી થઈ સહુકો વર ચાલ્યાં, વેવાહી બે રહ્યા સરીખ. જ. ૧૨ સાસુ દેખી જમાઇ હરખે, કરે ભક્તિ દિન દિન નવી રીતિ; ઢાળ થઈ વીશામી એ પુરી, ગાઈ જિનહર્ષ સોહેલે ગીત. જ. ૧૩ સર્વગાથા ૩૯૨

## દોહા.

અમરસેન રાજા ભણી, કહે બળીભદ્ર નૃપ એમ;
ઈહાં રહો દીન કેટલા, તુમશું છે બહુ પ્રેમ. ૧

અમને રહ્યાં ન પુરવે, સુનો કેડે રાજ;
શું રાજ ન મુકીયે, કયારેક વિણસે કાજ. ૨
રાયે ઘણું કહેવરાવિયું, પણ ન રહે અમરસેન;
સાથેહિ જો નવિ રહો, તો રાખો જયસેન. ૩
આગ્રહ કરી રાખ્યો કુમર, સાસુ સસરે તામ;
ભગતાવિ બોલાવીયો. પુરી મનની હામ. ૪
વાલી થાયે દીકરી, વર પણ વાલો તાસ;
સહુ સોસો વાનાં કરે, ક્ષણ મેલે નહિં પાસ. ૫

## ઢાળ એકવીશમી.

ૠષભ જિનેસર પ્રીતમ માહરો રે એ દેશી.

કેલી કરે કુમરીરે જયસેન કુમરશું રે, દિન દિન નવલો રંગ; દિન દિન વધતી રે પ્રીતી પરસ્પરે રે, દિન દિન અતિ ઉછરંગ. કે. ૧ કુમરી જાણો રે વર પામ્યો ભલો રે. પુરવ પુણ્ય સંયોગ; નૃપસુત મોહ્યા રે કુમરી રૂપશું રે. ભોગવે સુખ સંભોગ. કે. ૨ રમે કેઇ વારે રે વાડી બાગમાં રે, વાપી નીર મઝાર; કુંડ ભરાવે રે કેશર નીરશું રે, ઝીલે મલી નિજનાર. કે. ૩. મીઠે બોલે રે વાણી સીમંતિની રે, રંજે પ્રીતમ ચિત્ત; ક્ષણ એક પણ રે દુર રહે નહી રે, પારેવા જેમ પ્રીત. કે. ૪. એકદિન પુછેરે અવસર પામીને રે, જયસેના ઘર નારી; મનની ચિંતે રે પ્રતિજ્ઞા દોહેલી રે, કેણીપરેં પુરી ચ્યાર. કે. ૫ સહુ

તિણે કહ્યું રે વૃતાંત તે વનતણું રે, પુરવ ભવની વાત; તેતો મેં જાણી રે બાલપણા થકી રે, સાંભલી કહેતાં તાત. કે. ૬ એહવું સુણીનેં રે ચિંતે કામિની રે, વિધિ સન્મુખ જબ હોય; ચિંતિત ત્યારેં રે સહુ આવી મલે રે, કારણ અવર ન કોય કુ. ૭ ઇમ સહુ ઇચ્છા રે પુરે મન તણી રે, સુરનીપરેં સુકુમાલ; કાલ ગમાવે રે રાગ રંગમાં સદારે બંધાણાં, પ્રેમ જાલ. કે. ૮ સુખ લપટાણાં રે જાતાં જાણે નહીં રે, રાત દિવસ સુખમાંહિ; નિજ ચતુરાઇયેં રે પ્રીતમ વશ કિયોરે, મનમાં સદા ઉત્સાહિ. કે. ૯ એક દિન ભાંખે રે કુમર રાજા ભણી રે, અમે હવે ચાલણહાર; અનુમતિ આપો રે અમને કરી મયા રે, મ લગાવો હવે વાર. કે. ૧૦ દિવસ ઘણેરા રે ઇહાં રહેતાં થયાં રે, હવે જઇયે નિજગેહ; મિલણો માહારે માતપિતા ભણી રે, જાગ્યો બહુ પરેં નેહ. કે. ૧૧ માય બાપ મહારી રે વાટ જોતાં હશે રે, તેહની પુરૂં ખંત; ઢાલ થઇ રે એ એકવીશમી રે, થાયે જીનહર્ષ નિચીંત. કે. ૧૨

## ॥ દોહા ॥

સાંભળી વચન કુમારનાં, હૈયું ભરાણું તામ;
બલીભદ્ર બોલી નવિ શકે, સંભારી ગુણગ્રામ. ૧
પ્રીતિ જમાઇ તાહરી, હિયડે બેઠી આઇ;
નીસરશે નહિ કમહી, એતો સાલ સમાઇ. ૨

મન ઉપાડયું ઇહાં થકી, અમને કરી નિરાશ;
જાણો કેમ કરશું અમે, ખારા હોય આવાસ. ૩
અમને વીસરશો નહી, ખરી લગાઇ પ્રીત;
ભોજન કરવા અવસરે; વાલા આવે ચિત્ત. ૪
તુમને શું કહીયેં ઘણું; કહેવાનો વ્યવહાર;
સીધાવોને સિદ્ધ કરો, ધરજો પ્રીતિ અપાર. ૫

## ઢાલ બાવીશમી.

આજ નિહેજો રે દીસે નાહલો. એ દેશી.

કરે સજાઇ રે કુમર તે ચાલવા, બલિભદ્ર રાજા રે તામ; હય ગય સેજવાલા રથ પાલખી, કિંકર કરવા રે કામ. કરે ૧ આપ્યા ઘરેણાં રે વાઘા નવ નવા, કન્યાને પણ સાર; બહુ પરેં આપ્યા રે વેશ ઘણા ઘણા, આપ્યા સહુ શણગાર. કરે. ૨ કીયો જુહાર જમાઇયેં જઇ કરી, સાસુને તેણી વાર; દીધી ફરી આશીષ સોહામણી, નયણે આંસુ ધાર. કરે. ૩ મેલો દેજો રે વહેલા આવીને; તુમેં છો જીવ સમાન; કયારે અમનેરે વિસરશો નહી, જેમ ભુખ્યાને રે ધાન્ય; કરે. ૪ અમને પણ અવસરે સંભારજો, લખજો કાગળ પત્ર; સેણું સાથે રે કુશલ કહાવજો, કુશલે પહોંચો રે તત્ર. કરે. ૫ હિયડે ભીડી રે બેટીને કહે, કરજે સહુની રે લાજ; વિનય કરજે સાસુ સસરા તણો, ન કરે કાંઇ અકાજ. કરે. ૬ કુલવટ રીતે ચાલીજે

દીકરી, ન કરે મધ્યમસંગ; ઉત્તમની સંગતિ તું આદરે, પિયુ શું રાખે રે રંગ. કરે. ૭ અધિકો ઓછો રે જો પ્રીતમ કહે તો પણ મ કરે રે રીશ; કિણહી વાતે રે નાહ મ દુહવે, ધરજે આણા રે શીશ. કરે. ૮ મન વચ કાયા રે શીલ મ ખંડજે, શોભા શીલ શરીર; આવે તેહને રે માગે તે આપજે, પરનર ગણજે રે વીર. કરે. ૯ ટુંકારે કિણને મ બોલાવજે, બોલાવે જીકાર; શોભા લેજે રે સહુમાંહે ઘણી, ભુઈ જેમ ધરજે રે ભાર. કરે. ૧૦ રાજલીલાસુખ સંપત્તિ પામીને, મ કરે મન અહંકાર; ધર્મધ્યાન સુધો મન આદરે, કરજે દુઃખિત સાર. કરે. ૧૧ તુજ ઘરે આવે સાધુ મહાવ્રતી, દેજે અદલક દાન; લાહો લેજે રે પામી આથનો, મ કરીશ દેતી રે માન. કરો. ૧૨ શીખ કિસી દીજે સુપુરૂષને, તુ છે ચતુર સુજાણ; પુરી ઢાલ થઈ બાવીશમી, સુણો જિનહર્ષ સુજાણ કરો. ૧૩ સર્વગાથા. ૪૧૫

## ॥ દોહા ॥

શીખ ઈસી સુણી રાયની, મલિ કુમરી માય તાય;
ચાલી પીયુશું સાસરે, સાથે સૈન્ય સમુદાય. ૧
ચર્મરતન મન્મથતુરી, લેઇ કુમર સુજાણ;
તિહાંથી ચાલ્યો હિત કરી, કરતો અખંડ પ્રયાણ. ૨
અનુક્રમે ધારાપુરવરે, આવ્યો જાણી રાય;

પેસારો કીધો ઘણો, નમ્યા તાતના પાય. ૩
ચરણ નમ્યાં માતા તણાં, વહુ સાસુને પાય;
લાગી વીનય વિવેકશું, આવી સહુને દાય. ૪
વહુયે સહુને મોહીયાં, જાણે મોહન વેલ;
દેખીને લોયણ ઠરે, ચાલે ગજગતિ ગેલ. ૫

## ઢાળ તેવીશમી.

નિર્ભય નગર સોહામણું. વણજારા રે, એ દેશી.

અમરસેન અમરેશશું પુણ્ય જોવો રે; પાલે રાજ્ય અખંડ હો પુણ્ય જોવો રે; તેજ વધે દિનદિન ઘણો પુ. ભરે ભુમિયાં દંડ હો પુ. ૧ માંહોમાંહે હિત ઘણું પુ. પિતા પુત્ર એક જીવ હો પુ. તાત વચન લોપે નહિં પુ. વાહયો વિનય અતીવ હો. પુ. ૨ ત્રણ્ય વર્ગ સાધે સદા પુ. જાણે અધિકો ધર્મ હો પુ. અર્થ કામ ધરમવિણ નહિં પુ. ધર્મથકી શિવશર્મ હો પુ. ૩ જીવદયા પાલે સહુ પુ. ન કરે જીવની ઘાત હો પુ. મૃષા વચન બોલે નહીં પુ. અદત્ત તણી નહી વાત હો પુ. ૪ પરદારા સેવે નહીં પુ. કરે સહુને ઉપકાર હો પુ. અન્યાય મારગ ટાલીયો પુ. દીજે શત્રુકાર હો પુ. ૫ ઉત્તમ આચારે ચલે. પુ. પરજાને સુખકારહો પુ. પાપ પુણ્ય જાણે સહુ પુ. જીવા જીવ વિચાર હો પુ. ૬ નિશિભોજન ન કરે કદા પુ. જાણી દોષ અપાર હો પુ. સાત ક્ષેત્રે ધન વાવરે પુ. પણ ન કરે અંહકાર હો પુ. ૭

કુલવટ રીત ન ચાતરે પુ. કુડ કપટ પરિહાર હો પુ. પાળે આજ્ઞા જીનતણી પુ. ભરે સુકૃત ભંડાર હો પુ. ૮ કુમર અધિક થયો ભાવથી પુ. ધર્મી ધર્મ વિચાર હો પુ. કિણહીનેં દુહવે નહી પુ. ક્ષત્રી કુળ શણગાર હો પુ. ૯ પુણ્ય પસાયે ભોગવે પુ. વિષય તણા સુખભોગ હો. પુ. તીવ્ર પરિણામ ન જેહના પુ. જાણે દુ:ખ સંયોગ હો પુ. ૧૦ કુમર રાય ઇણી પરે રહે પુ. સુખમાંહે નિશિ દીસ હો પુ. કહે જીનહર્ષ પુરી થઇ પુ. ઢાલ એહ તેવીશ હો પુ. ૧૧ સર્વગાથા. ૪૩૧

## ।। દોહા ।।

ઇણ અવસર ઉદ્યાનમાં, સમવસરયા રૂષિ રાય;
સુરિ ગુણાકર ભુરિ ગુણા, પાળે જે ષટ્કાય. ૧

ઇરિયા ભાષા એષણા, પારિઠાવણિયા દાણ;
પાંચ સમિતિ પાળે સદા, ત્રણ ગુપ્તિ સુપહાણ. ૨

બારે ભેદે તપ કરે, સહે પરિસહ અંગ;
જીત્યા ચાર કસાય જિણે, ધારે રથ શીલંગ. ૩

પંચ પ્રમાદ કરે નહી, જે દુર્ગતી દાતાર;
ચાર સંસાર વધારણા, ક્રોધાદિક પરિહાર. ૪

ગુણ છત્રીશ બિરાજતા, પાળે પંચાચાર;
ભવિક જીવને તારવા, મુનિવર કરે વિહાર. ૫

# ।। ઢાળ ચોવીશમી ।।

કર્મપરીક્ષા કરણ કુમર ચલ્યો રે એ દેશી.

સદ્‌ગુરૂ આવ્યા રે રાય સુણી કરી રે, હરખ્યો ચિત્ત મ-
ઝાર; સૈન્ય સંઘાતે રે વાંદણ ચાલીયો રે, સાથે પુર નર નાર.
સ. ૧ વિધીશું રાજારે ગુરૂ ચરણે નમ્યો રે, ધર્માશીષ ગુરૂ દીધ;
વિનય કરીને રે બેઠા આગલે રે, ધર્મોપદેશ ધ્વની કીધ સ. ૨
ભવિયણ ભાવો રે મનમાંહે તુમે રે, એહ અનિત્ય શરીર;
વાર ન લાગે રે એહને વિણસતાં રે, જેમ પંપોટા નીર. સ. ૩
ઇંદ્રિ સભાથી રે આવ્યા દેવતા રે, જોવા રૂપ અપાર; એક પ-
લક રે માંહે વિણસી ગયો રે, ચક્રી સનતકુમાર. સ. ૪ રૂદ્ધિ
છોડીને રે રાજન નીસરયો રે, ન કરે કાયા સાર; એહને પોષી
રે ન થઈ આપણી રે, દીધો મોહ ઉતાર. સ. ૫ તેણે એ કા-
યા રે જાણી અશાસતી રે, ન ધરયો મોહ લગાર; તેમ તુમેં
જાણો રે કાયા કારમી રે, પડતાં ન લાગે વાર. સ, ૬ વિભવ
વિચારો રે ચપલા સારીખો રે, રાખ્યો ન રહે એહ; યતન
કરંતાં રે જાયે હાથથી રે, જેમ નિગુણાનો રે નેહ. સ. ૭
ભેલી કીધી રે કપટ કરિ ઘણાં રે, કરિ કરી બહુ આરંભ;
રાય લેઇ જાય રે ચોર પલેવણું રે, જોવો એહ અચંભ. સ.
૮ દિન દિન આવે રે નેડો આઉખો રે, ગણિયા માંહે ઘટંત
એકદિન આવી રે જમ લઈ જાયશે રે, રાખી ન કોઇ શકંત.
સ. ૯ મૃગપતિ જાયે રે જેમ મૃગને ગ્રહી રે. તેમ લઈ જાશે

એ કાલ; માત પિતાદિ રે રાખ્યા નવિ શકે રે, સાથે ન કો અં-
તકાલ. સ. ૧૦ એક દિન મરવું રે છે સહુને સહી રે, કોણુ
રાજા કોણ રંક, એહવું જાણા રે ધર્મ સંગ્રહ કરો રે; જીહાં
લગે દુર આતંક. સ. ૧૧ જરાયે ન કીધી રે કાયા જાજરી
રે, તિહાં લગે ફેરવે પ્રાણ; જરા આવશે રે જ્યારે પાપિણી
રે, ઘટશે પ્રાણુ વિજ્ઞાણ. સ. ૧૨ જરા ધુતારી રે એહ વિધ્વં-
સિણી રે, તપ જપ કિરિયા ન થાય; પાંચે ઈંદ્રી રે બલહીણાં
કરે રે, લડથડશે નિજ કાય. સ. ૧૩ ધર્મ કરો રે અવસર પા-
મીને રે, આળસ નાણો અંગ; અવસર ચુકો રે ફરિ નહીં
આવશે રે, જેમ નદીયાં જલ સંગ. સ. ૧૪ ધર્મ કરો રે જેમ
ભવજળ તરો રે, ધર્મથી સંપતિ થાય; ધર્મથી પુગે રે આશા
મન તણી રે, ધર્મે દુરીત પલાય. સ. ૧૫ ધર્મે કાયા રે નિર્મ-
ળ પામીયે રે, ધર્મે જશ જયવાદ; ઢાળ ચોવીસમી ધર્મ કરો
ભવિ રે, ત્યજી જિનહર્ષ પ્રમાદ. સ. ૧૬ ઇતિ.

## ॥ દોહા ॥

દીધી ઇણીપરે દેશના, ધર્મે રંગાણી દેહ;
અમરસેન નૃપ ચિંતવે, ધન્ય ધન્ય મુનિવર એહ. ૧
એ મુનિવર તારણ તરણ, ધર્મ તણા દાતાર;
મિત્ર એહ નિઃસ્વારથા, કરે સહુને ઉપકાર. ૨
ધર્મ સુણ્યાનું ફલ કિસ્યુ, જો તજીયે ન આરંભ;
ગુરૂવાણી ન રહે હિયે, જેમ જળ કાચે કુંભ. ૩

ગુરૂ વાણી સફલી કરૂં, લહું હવે સંયમભાર;
જો સાંભળી નવિ આદરૂં, તો થાયે લીપણ છાર. ૪
રાજકાજ કીધાં ઘણાં, કીધાં પાપ અપાર;
પાપ પખાલું આપણાં, કીધો એહ વીચાર. ૫
આચારજને એમ કહે, અમરસેન નરનાથ;
રાજ્ય દેઈ નિજ પુત્રને, વ્રત લેશું તુમ પાસ; ૧
ઇમ કરી મંદિર આવિયો, કુમર ભણી દેઇ રાજ;
ઉત્સવશું વ્રત આદર્યો, અમરસેન શિવ કાજ. ૭
તપ જપ કિરિયા મુનિધરમ, પાળી નિરતિચાર;
અંતે અનશન આદરી, પહોતા મુક્તિમઝાર. ૮

## ઢાલ પચીશમી.

ભરતનૃપ ભાવશું એ દેશી

શ્રીજયસેન રાજા હવે એ, ન્યાયે પાળે રાજ; અન્યાય દુરે તજે એ, વાધી જગમાં લાજ. ૧ સદા જય ધર્મથી એ, ધર્મે લીલ વિલાસ; ધર્મથી સુખ હુવે એ, ધર્મથી સફળી આશા. સદા ૨ જયસેના પટરાગિણી એ, વાલી જીવ સમાન; સદા સુખ ભોગવે એ, રાગરંગ ગુણગાન. સદા. ૩ સુત્ર તાંતણની પાલખી એ, બેસી રમે પુરમાંહે; બહુ અચરજ લહે એ, દિન દિન અધિક ઉચ્છાહે. સદા. ૪ રૂપ કરયું અદશ હુવે એ, ધર્મ તણે પરભાવ; માળીને તુરગે ચડે એ, નામ થયો સિદ્ધરાવ. સ. ૫ કિણહીને નમતા નહી એ, તે પણ લા-

જ્યા પાય; ભરે દંડ રાયને એ, દુર્દ્ધર પુણ્ય પસાય. સ. ૬ કુંથુ જિણંદ પસાઉલે એ, પામ્યા રાજભંડાર; રતનમય તેહ-નુ એ, બિંબ ભરાવ્યું સાર. સ. ૭ દયા ધર્મ પાળે સદા એ, પાળે જિનવર આણ; નમે મુનિભાવ શું એ, પવિત્ર કરે નિ-જ પ્રાણ. સ. ૮ ઇમ ગૃહ ધર્મ પાળી કરી એ, અણસણ લેઈ અંત; વૈમાનિક સુર થયો એ, પુણ્ય પ્રભાવ અચિંત. સ. ૯ રાત્રિ ભોજન પરિહરો એ, સાંભળી ગુરૂ ઉપદેશ; જાણી દોષ બહુપરે એ, પામોસુખ સુવિશેષ. સ. ૧૦ સાંભળી રાસ સો-હામણો એ, ધરજો હ્રદય મઝાર; આતમ હિત જેમ હુવે એ, તેમ કરજો નર નાર. સ. ૧૧ રાત્રી ભોજનની આખડી એ, કરજો દોષ વિચાર: અમરસેન જયસેન પરે એ, લહેશો સુખ અપાર. સ. ૧૨ નિધિ પાંડવ ભદ્ર સંવત્સરે એ, વહિ આષાઢ જગીશ; પુરણ થઇ ચૌપઇ એ, પડવા કેરે દીસ. સ ૧૩ શ્રી ખરતરગચ્છ રાજીયો એ, શ્રીજિનચંદ સુરિંદ; રતનપુરિ પા-ટવી એ, દીઠાં હોયે આનંદ. સ. ૧૪ શાંતિહર્ષ વાંચકતણો એ, કહે જિનહર્ષ મુણિંદ; વાચેય પસાઉલે એ, કીર્તિ કમલા કંદ. સ. ૧૫ પાટણમાંહે મેં રચ્યો એ, રાત્રીભોજન રાસ; પચ્ચીશઢાલે કરી એ, સુંણતાલીલ વિલાસ. સ. ૧૬ સર્વગા-થા ૪૭૭ ઇતિશ્રી રાત્રીભોજન ત્યાગફલમાહાત્મ્યે અમરસેન જયસેન નૃપરાસઃ સંપુર્ણઃ શુભમસ્તુ.

સમાપ્ત.

# ।। દુર્જન વિષે દોહા ।।

પાણી ઘણું વિલોઇયેં, કર ચોપડયા ન હુંતિ;
નિરગુણ જણુ ઉપદેશડા, નિષ્ફળ હુંતિ ન ભંતિ. ૧
દુઝણવિખહર સદ્દશ હૈ, લેત ઔરકે પ્રાણ;
આપઉદ્દર ન ભરે તનક, દુષ્ટ સહાવ પ્રમાણ. ૨
દુઝણ ચુઆ સમાન હૈ, કરે અમુલક ચીર;
ભુખ ભગે નહિં આપણી, કરત ઔરકું પીર. ૩
દુઝણ અગ્ગિ સહાવ હૈ, જારત અગણિત વચ્છ;
આપ તૃપત હોવૈ નહી, નાશ કરત જગ સચ્છ. ૪
દુઝણ અહિથેં નિઠુર હૈ, અહિ ડંકે ઇક વાર;
દુઝણ કાટે વયણ થેં, દીહ રયણ બહુ વાર. ૫
દુઝણભી જગમેં ભલે, ઇનકો એ ઉપયોગ;
દુઝણ વિણ સઝણહુકો, ઓલખહીં કિસ લોગ. ૬
દુઝણ કિરતારે કિયે, પર દુખણહિ દિખાઈ;
વે સુણી જન ચેતી કરી, સીખે આપ સદાઈ. ૭
દુઝણ સંધી ગોઠડી, કરકેં સંધી ભાય;
પાણિ જેમ વિલોવીયાં, મખ્ખણ નકકો છાય. ૮
દુઝણ જણ બબ્બુલ વણ, જો સિંચો અમિએણ;
તોહે કાંટા વીંધણા, જાતિતણે ગુણેણ. ૯

## ।। સોરઠો ।।

જેવાં પાકાં બોર, તેવાં મન દુર્ઝન તણાં,
ભીતર કઠિન કઠોર, બાહિર તો રાતા રહે. ૧૦

## ॥ જુવાની વિષે દોહા ॥

જુવાની હે દિન ચારકી, જ્યું પતંગકો રંગ;
સહજ માંહિ ઉડિ જાયગો, તાકો કહા ઉમંગ. ૧
જુવાનીમે ફુલ્યો ફિરત, અમરહિ જાનત આપ;
ખબર ન પલકી પરત હૈ, શિરપેં યમકી છાપ. ૨
જુવાની કેસુ રંગવત, પલછિન સુંદર દીખ;
રહત નહી બહુ કાળ યહ, દેખહું જગકી સીખ. ૩
જુવાનિમે ભી મરતહૈ, બહુત જગતમેં લોક;
તાકો સો અભિમાન કયા, સબહી હૈ યહ ફોક. ૪
બાલપનો જ્યું હલિ ગયો, ત્યું જુવાનીહુ જાઈ;
જરા આવહિ તબકછું, શુભ કૃત હોવૈ નાંહિ. ૫
જુવાનીકો મદ કયા કરિયેં, નહિં રેહૈ બહુ કાળ,
નાસવંત કો ગરવ કયા, વહૈ તો ડાર નીકાલ. ૬
જુવાનિમે કછુ રોગ વ્હૈ, તો કયા આવે કામ;
નાંહિ પ્રિય સુખ ભોગ કછું, વિષવત લગૈં તમામ. ૭
જુવાનિમેં માલા મિલૈ, તૌ પુમાન છકિ જાત;
જાવત નહિ યહ ના રહૈ, લગહી કાલકી લાત, ૮

## ॥ પ્રીતિવિષે દોહા.

પ્રીતજ એસી કીજીયેં, જ્યું જલ મત્સ્ય કરાય;
ખિણેક જલથી બીછડે, તરફડીને મરિ જાય. ૧
મને સાધજો પ્રીતડી, નથિ મિલવાનો સંચ;

સરજ્યા વિણ નવિ સંપજે, કરિયે કોડી પ્રપંચ. ૨
નયણાં કેરી પ્રીતડી, જો કરિ જાણે સોઇ;
નયણે જે રસ ઉપજે, તે રસ સેજ ન હોઈ. ૩
પ્રીતિ ભલી પંખેરૂઆં, જે જોડિને મિલંત;
પંખ વિહુણાં માણસાં, અલગાથી વિલવંત. ૪
નયણ પદારથ નયણ રસ, નયણે નયણ મિલંત;
અણજાણ્યાશું પ્રીતડી, પહેલાં નયણ કરંત. ૫
કીજે પ્રીતિ સુમાણસાં, જે જાણે ગુણભેઅ;
સુખડ પચ્છરશું ઘસી, તોહ ન આપ્પે છેઅ. ૬
પ્રીતિ રીતિ કછુ ઔર હે, મુખને કહી ન જાય;
મિશરી ખાઈ મુક સો, કહે કહા દરસાય. ૭
પ્રીતિ સર્વસે રાખિયે, કરહુ ન કહુ બિગાર.
જૈસે સહાત્ર લીબ રંગ, મિલત સકલ મે ધાર. ૮
પ્રીતિ બહુત પ્રકારકી, તિનમે ગહિયે શુદ્ધ;
કાજ ન બિગરે જાહિ તે, કોઈ કહે ન અશુદ્ધ.. ઇતિ. ૯

# અથ શીખામણના બોલો પ્રારંભ.

૧ ઇષ્ટદેવનું ધ્યાન મનમાં ધરવું.
૨ દેશના ધણીની શંકા રાખવી.
૩ જેના વાસમાં રહીયે, તેનો ઘણો યત્ન કરવો.
૪ જેનું લુણ ખાઇયે, તેની સાથે હરામખોરી ન કરવી.
૫ ઉભડક બેસીને જમવું નહી અને જમીને તુરત
જાજું પાણી પીવુ નહિં.

૬ ઉભાં ઉભાં પાણી પીવું નહિં.
૭ નિર્દય સાથે વ્યાપાર કરવો નહિ.
૮ પોતાનાં છોરૂને શિખામણ આપવી, નજરમાં રાખવો, લાડકો કરી નાખવો નહિં.
૯ પાડોશી સાથે લડાઈ કરવી નહિં.
૧૦ જેના વાસમાં રહીયે, તેની સાથે વાદ કરવો નહિં.
૧૧ વિના કામે જુઠું બોલવું નહિં.
૧૨ ખોટી સાક્ષી ભરવી નહિં.
૧૩ પોતાની ઈંદ્રીયો વશ રાખવી.
૧૪ પરસ્ત્રી સાથે પ્રીતિ ન કરવી.
૧૫ સ્ત્રીને ભેદની વાત કહી દેવી નહિં.
૧૬ નીચ જાતીને ઘરમાં રાખવો નહિં.
૧૭ બ્રહ્માણનો વિશ્વાસ કરવો નહિં.
૧૮ ચોપગાં જનાવર ઘણાં રાખવાં નહિં.
૧૯ કામ સરતાં ખેતી કરવી નહિં.
૨૦ દયાધર્મ અત્યંત આદરવો.
૨૧ દુઃખીયા જીવો ઉપર કરૂણા કરવી, તેને યથાશક્તિ આશ્રય આપવો.
૨૨ રૂપવંત સ્ત્રી સાથે વિશેષ વાર્ત્તાલાપ કરવો નહિં.
૨૩ પ્રભાતે નિંદ્રા કરવી નહિં.
૨૪ કોઇનું મર્મ કહેવું નહિં.
૨૫ સાંજે મારગમાં ચાલવું નહિં.
૨૬ મ્હોટા માણસની મશકરી કરવી નહિં.

૨૭ અજાણ્યા સાથે જાવું નહિં.
૨૮ રોષ ઉપને થકે તુરત કોઈ કામ કરવું નહિં. થોડા વિલંબે કરવું.
૨૯ પ્રીતિ કરીયે તો તોડવી નહિં.
૩૦ જે કામ કરીયે તે શોચ વિચાર કરી કરવું.
૩૧ સામો કોઇ રીસ કરી બોલતો હોય તો પણ પોતે ક્ષમા કરવી.
૩૨ નિર્બળ માણુસને નિર્બળ જાણુવો નહિં.
૩૩ જે પોતાના પ્રારબ્ધે વધે, તેની સાથે અદેખાઇ કરવી નહી.
૩૪ પોતાનો ધર્મ છોડવો નહી.
૩૫ અફીણ કોઇને ખવરાવવું નહિ.
૩૬ એકલાયે મારગે ચાલવું નહિ.
૩૭ જે થકી જીવ હિંસા થાય તેવુ કામ કરવું નહી.
૩૮ દાન કરીને પછે પશ્ચાતાપ કરવો નહિ.
૩૯ ધાતુરવાદમાં ધન ખોવું નહિં.
૪૦ ધાતુરવાદીનો વિશ્વાસ ન કરવો.
૪૧ કુ માણુસનો સંગ કરવો નહિ.
૪૨ વગર કામે કોઈના ઘરમાં પેસવું નહિ.
૪૩ કોઈ અમલદારનો વિશ્વાસ સમજીને કરવો.
૪૪ પોતે જુઠા પડીયે, તે કામ ન કરવું.
૪૫ રાજાના ઘરની વાત લોકોને કહેવી નહિ.
૪૬ ધર્મ કરવામાં વિલંબ કરવો નહિ.

# જૈનધર્મનાં વાંચવા લાયક પુસ્તકોનું લીસ્ટ.

| રાસનાં નામ | રૂ.આ.પા. | પરચુરણ. | રૂ.આ.પ |
|---|---|---|---|
| ચોવીસી વીસી સ્તવન | ૧-૮-૦ | શ્રીપાળ નોવેલ | ૦—૫— |
| વિવિધ પુજા સંગ્રહ | ૧-૮-૦ | માનતુંગ માનવતી નો | ૦—૫— |
| સઝાય માળા મોટી | ૧-૦-૦ | પ્રધુમન નોવેલ | ૦—૫— |
| કુમારપાળનો રાસ | ૦-૮-૦ | હરીબળ મચ્છી નો. | ૦—૬— |
| ચંદ્રશેખરનો રાસ | ૦-૮-૦ | સતિ લીલાવતી નો. | ૦—૮— |
| વસ્તુપાળ તેજપાળ | ૦-૪-૦ | લાવણી સંગ્રહ | ૦—૬— |
| ચંદરાજાનો રાસ | ૦-૬-૦ | ગહુંલી સંગ્રહ | ૦—૬— |
| રત્નપાળ વેહેવારીયાનો | ૦-૪-૦ | સલોકા સંગ્રહ | ૦—૨— |
| શ્રેણીકરાજાનો રાસ | ૦-૪-૦ | સિદ્ધાચળના સ્તવન | ૦—૨—૦ |
| પંચપ્રતીક્રમણ સુત્ર | ૦-૪-૦ | જૈન મધુર ગાયન રસ | ૦—૨—૦ |
| ચંદનમલ્યાગીરીનો રાસ | ૦-૨-૦ | સ્તોત્ર રત્નાકર | ૦—૪—૦ |
| કાનહડ કઠીયારાનો | ૦-૧-૦ | નવસ્મરણ અર્થ સાથે | ૦—૨—૦ |
| એલાચી કુમારનો રાસ | ૦-૨-૦ | મલ્યાસુંદરી નોવેલ | ૦-૧૦-૦ |
| અંજનાસતીનો રાસ | ૦-૧-૦ | રાજકુમારીસુદર્શનાનો | ૦—૮—૦ |
| છ ભાઇનો રાસ | ૦-૧-૦ | દેવસીરાઇ પ્રતિક્રમણ | ૦—૪—૦ |
| ક્યવન્ના શાહનો રાસ | ૦-૨-૦ | ગોડીજીના ઢાળીયા | ૦—૧—૦ |
| પરદેશી રાજાનો રાસ | ૦-૨-૦ | ગુણાવળીના કાગળ | ૦—૧—૦ |
| ધરમબુદ્ધિનો રાસ | ૦-૨-૦ | મલ્લીનાથનું વર્ણન | ૦—૧—૦ |
| રાત્રી ભોજનનો રાસ | ૦-૨-૦ | શીયળોપદેશ | ૦—૨—૦ |
| નવસ્મરણ શાસ્ત્રી | ૦—૪—૦ | સ્તવનસંગ્રહ ભા ૧-૨-૩-૪ | ૦ ૮ ૦ |

આ સિવાય બીજા ઘણી જાતના નાટકો, નોવેલો, વારતાઓ તથા કાયદા વીગેરેનાં પુસ્તકો અમારા ત્યાં મળે છે, પોષ્ટેજનો અડધો આનો મોકલી મોટુ પ્રાઇસલીષ્ટ મફત મગાવો

**શા. કેશવલાલ સવાઇભાઇ સમશેર બહાદુરવાળા.**

ઠે. રીચીરોડની સડકપર—અમદાવાદ.